# પ્રભુ પ્રાર્થના



નમિયે નમિયે નાથ! નેહથી નમિયે નમિયે નાથ,
ગુણગાન કરી સહુ રમિયે રમિયે ખોળે તુજને નાથ.

Joshi Art, Bombay 1




વર્ષ ૬
અંક ૧

દિવાળી અંક

નવેમ્બર. ૧૯૨૫
કારતક ૧૯૮૨


## બાલ-પ્રાર્થના

નમિયે, નમિયે, નાથ ! નેહથી, નમિયે નમિયે નાથ
ગુણગાન કરી સહુ રમિયે, રમિયે ખોળે તુજને નાથ.

ઉછરીએ રમતા માતાસાથ,
ઉછરીએ રમતા પિતાસાથ
અમે તો બાળક રમતા નાથ
નેહથી નમિયે નમિયે ના।

સૂરજ તારા ચન્દ્ર ઘડયા તે,
અવનિ ને આકાશ,
કુદરતની આ કુંજ બનાવી,
ઝળકે પ્રેમ-પ્રકાશ,
ઝબુકે નિર્મળ પ્રેમ-પ્રકાશ,



"પાળે સહુ બાળક રમતા સાથ"—નમિયે.—૧

ખાવા ધાણી, પીવા પાણી, રહેવાને ઘરબાર,
હરવાફરવા બાગ બગીચા, દીધા તે જગ-તાર,
જીવન તે આપ્યુ સહુ કિરતાર
નેહથી, નમિયે નમિયે નાથ —નમિયે —૨

ઝાડ પાન ને ફુલ ફળાદિ વાડીના કંનાર,
લીલાછમ હરિયાળા ખેતર ધાન્ય-ધને ભરનાર,
પ્રભુ ! તુ લીલા સૌ કરનાર
અમે સૌ બાળક રમતા સાથ —નમિયે —૩

નાના નાના ઝરણા જગના જળ મીઠું ભરનાર,
કાંઠે બેસી પંખી આપે વાતો કૈં કરનાર,
અમે સહુ વાતો કૈં કરનાર
નેહથી, નમિયે નમિયે નાથ —નમિયે.—૪

સ્હાર ઉઠ્યા માળે સંધ્યા, ખેલે અમની સાથ,
રાતે મીઠી નિદ્રા લેતા દુઃખડા ભુલિયે નાથ,
સ્વપ્નમા તમને સ્મરતા નાથ !
અમે સહુ બાળક રમતા સાથ —નમિયે.—૫

મેના પોપટ મોર બનાવ્યા, ગાતા તારા ગાન,
કોયલ બુલબુલ પંખીગણ સહુ, ધરતા તારૂં ધ્યાન,
ધરતા એક જ તારૂં ધ્યાન
નેહથી નમિયે નમિયે નાથ —નમિયે.—૬

દેવળ મંદિરમા ઘડીભર, જઈએ પ્રભુ તુજ ધામ,
પ્રેમભર્યાં બે હાથ જોડીને કરતા રોજ પ્રણામ,
કરીએ વંદન વારંવાર પ્રણામ
અમે સહુ બાળક રમતા સાથ —નમિયે.—૭

મનગમતી શાળા તે આપી, બાલમિત્ર પણ સાથ,
ગુરુજી સારી વિદ્યા દે છે, બ્રહ્મચર્યના તાજ;
અને એ રમવા દે છે સાથે
નેહથી, નમિયે નમિયે નાથ —નમિયે.—૮

ગાય ભેંસ દુધાળા ઢોરો, આપ્યા પય પાનાર,
ગોરસ પીતા ફળતુ જીવન, બળ બુદ્ધિ દાતાર,
જગતમા ઉત્તમ ગોરસ—સાર
અમે સઉ બાળક રમતા સાથ —નમિયે.—૯

સોનેથી શિખરો મઢિયાં છે, એવા પર્વતરાજ,
આકાશે પહોંચી ગર્જે છે, મુકરમણિભર તાજ,
અડગ ને અચળ સિંહાસન સાજ
નેહથી, નમિયે નમિયે નાથ —નમિયે—૧૦

ખૂ ખૂ ખૂ કલરવ આ કરતી, સરિતા દોડે પાસ,
નવલ નવલ રત્નો ઝલકાતા, રમતા જળ—આવાસ
રમીશુ આપણુ સઉ એ સાથ
અમે સઉ બાળક રમતા સાથ —નમિયે.—૧૧

વિશ્વવીણાના અણુ અણુમાં પણ ' તુજ રૂપ દેખાય,
મોહન ' તારી મધુર મોરલી દિવ્ય સુરિલી વાય,
રમીશુ થનગન થનગન ત્યાય
નેહથી, નમિયે નમિયે નાથ —નમિયે.—૧૨

નમિયે, નમિયે, નાથ ! નેહથી, નમિયે ' નમિયે ! નાથ '
ગુણ ગાન કરી સઉ રમિયે, રમિયે ખોળે તુજને નાથ '
ઉછગે રમતા માતા ગાય
ઉછગે રમતા પિતા સાથ
આગે સઉ બાળક રમતા સાથ
નેહથી, નમિયે નમિયે નાથ.

મોહિનીચંદ્ર

## નૂતન વર્ષ હો જયજયકાર

પ્રભાતમાથી સભરસ કરા, નૂતન દિને કઈ શબ્દ સુણાય,
શુકન કરાવે સર્વ જગતને, વર્ષ આખુ આ સુખમાં જાય.
સૌને મન આનંદ અપાર,
નૂતન વર્ષ હો જયજયકાર !

સૂર્યોદય પણ આજ અનેરા, લાગે જાણે ભાવ ભર્યો
હૈયા સૌના નિર્મળ કરતો, ઉગી સૌને હૃદય ઠર્યો
આખા વર્ષ તણો આધાર,
નૂતન વર્ષ હો જયજયકાર !

નાનાથી માંડી સહુ આજે, વડિલોંકેરા પાય પડે,
વૃદ્ધ હૃદયની આશીષ પામી, મન આનંદ હિંડોળ ચડે,
જન્મ તણો આ જીવન સાર,
નૂતન વર્ષ હો જય જયકાર !

પ્રભુતણા દ્વારો તો આજે, અન્નકૂટથી ઉભરાઇ જાય,
ઝાંઝ પખાજ મૃદંગ થકી તો, આજતણો ઉત્સવ ઉજવાય,
ફળફુલ ફીરે અપરંપાર,
નૂતન વર્ષ હો જય જયકાર

નવુ વર્ષ તે નિર્મળતા છે, નવુ વર્ષ સૌનું કલ્યાણ,
દાન પુણ્ય તે નવુ વર્ષ હા, નવુ વર્ષ જીવનની લ્હાણ
નવલ વર્ષ, નેહાનો સાર,
નૂતન વર્ષ હો જયજયકાર !

રાજહંસ



# સત્યવાદી સત્યકામ

દોહરા

સત્ય પાઠ સમજાવતો, કરતો હૃદય-વિકાસ,
સત્યકામનો સત્યમય, કહું પૂર્વ ઇતિહાસ

સત્યકામ એ નામનો,
જા બા લા નો બાલ,
વિદ્યા ભણવાની થઈ
લગની ઉર તત્કાલ

આઠ વરસનો બાલુડો અનુધાયો પરદેશ,
નમી માતને નીકળ્યો બીક ન મનમા લેશ.

નદીતટે પાવન વસ્યા
પુણ્યમૂર્તિ ઋષિરાય,
શિષ્યો જેના ચરણમાં
વિદ્યા ભણવા જાય

કરી પ્રણામ ઉભો રહ્યો બાલ વિનય ગભીર,
બોલ્યા ઋષિવર પ્રેમથી વચન શાંત મતિ ધીર.

ઋષિ— ક્યાથી આવ્યો બાળ ! તુ,
શું છે તારૂં નામ ?
પિતા કોણ ને ગોત્ર શું ?
ક્યા છે તારૂ ઠામ ?

સત્યકામ—સત્યકામ જાબાલ હું પૂર્વ દેશ મુજ ઠામ,
નથી જાણતો તાતજી અને ગોત્રનું નામ.

વચન વિલક્ષણ સાભળી
બોલ્યા ઋષિવર એમ,
"નામ-ગોત્ર જાણ્યા વિના
વિદ્યા આપુ કેમ ?"

સત્યકામ પાછો ફર્યો આવ્યો જનની પાસ,
પાય લાગી પૂછ્યો પછી નિજ કુળનો ઇતિહાસ

શીલવતી માતા સતી,
જાણી સુતની આશ,
કહી જમી ઘટના પછી,
ઉર રાખી અભિલાષ.
માતા-યૌવનમા સુજને તજી ગયા પતિ પરદેશ,
નથી પુત્ર હુ જાણુતી તાત નામ લવલેશ.
જાબાલાનો પુત્ર છે,
સત્યકામ તુજ નામ,
કહી દેજે ગુરૂને બધુ,
પ્રેમે કરી પ્રણામ.
ફરી આવ્યો ગુરૂવાસમા ગયો ગુરૂની પાસ,
માતા મુખથી સાંભળ્યો કહી દીધો ઇતિહાસ.
બોલ્યા ઋષિવર પ્રેમથી
ધન્ય ધન્ય તુજ માત!
ધર્મમૂર્તિ શિયળવતી
દેવી ખાસ સાક્ષાત.
સત્ય વદ્યો તુ સ્નેહથી ધરી ન મનમા બીક,
એ લક્ષણથી યોગ્ય તુ વિપ્ર ગણાયો ઠીક
વિદ્યા, વિનય, વિવેક ને
ગુણ બીજા વખણાય,
કિંતુ સત્ય એ વિપ્રનુ
લક્ષણ ખાસ ગણાય.
સુખે વસી ગુરૂ વાસમા ધરજે પ્રભુનુ ધ્યાન,
પ્રેમ કરી તુજને બધુ આપીશ વિદ્યા-દાન.
એ રીત ગુરૂ વાસમા
સત્યકામ વસી વાસ,
કરી ગયો નિજ સત્યથી
પુણ્યભર્યો ઇતિહાસ

કવિ ગોપાળદાસ શર્મા




**લખનાર શ્રી. રણછોડલાલ હરિવલ્લભ શાહ, બી. એ**

સંસ્કૃત ભાષામાં બાણભટ્ટ નામે મહાન્ સમર્થ કવિ ને લેખક થઈ ગયા. કાલિદાસ, ભવભૂતિ વિગેરે કવિઓની જેમ બાણભટ્ટ પણ તેમના સંસ્કૃત ગ્રંથોવડે અમર થઈ ગયા છે તે ગ્રંથો પૈકી "કાદમ્બરી" અને "હર્ષ ચરિત્" સર્વોત્તમ ગ્રંથો ગણાયા છે તેમાંનો એક ગ્રંથ "કાદમ્બરી" તો જગત ભરમાં પ્રખ્યાતિ પામ્યો છે કાદમ્બરીમાં વાર્તાના કરતાં તેના રસીક વર્ણનો અને ભાષાની મીઠાશ અતિશય ઉત્તમ છે સંસ્કૃત ગદ્ય સાહિત્યનો "કાદમ્બરી" એ સર્વોત્કૃષ્ટ નમુનો છે અત્રે તેની ભાષા કે મધુરતાનો આપણે વિચાર કરવાનો નથી બાળકો મોટા થઈને એ અમર ગ્રંથ, પોતે જ વાંચી લેશે એમ અમે ઇચ્છીશું અત્રે તો એ સુપ્રસિદ્ધ ગ્રંથની મૂળ વાર્તાને ટુંકાણમાં વાર્તારૂપે બાળકો સમક્ષ રજુ કરી છે છેક ટુંકી કરવા છતાં પણ વાર્તા બાલજીવનના કદના પ્રમાણમાં અતિશય લાંબી થઈ ગઈ છે આ કારણને લીધે વાર્તાના ભાગલા કરીને તે આ અંકથી આપવી શરૂ કરી છે આશા છે કે સુંદર ચિત્રોસહિતની આ અતિશય રસભરી વાર્તાને બાળકો ઉમંગથી વાંચશે.

—તંત્રી. બાલજીવન






દ્રઢ નામનો એક ચક્રવર્તી રાજા હતો. તેની રાજધાનીનું નામ વિદિશા હતું આ રાજા સર્વગુણસંપન્ન અને મહા પરાક્રમી હતો. એક દિવસ રાજા સભા ભરીને બેઠા હતો, તેવામાં દાસીએ પાસે આવી જણાવ્યું, " મહારાજ ! બહાર એક ચંડાળ કન્યા એક પોપટને પાંજરામાં લઇને આવી છે અને તે આપને મળવા માગે છે " રાજાએ તેને અંદર આવવા પરવાનગી આપી

થોડી વારમા જ તે ચંડાળ કન્યા સભામંડપમા દાખલ થઇ તેની આગળ એક વૃદ્ધ પુરૂષ અને પાછળ એક ચંડાળ જાતનો છોકરો હાથમા સોનાનું પાંજરૂ લઇને આવ્યો. રાજા આ ચંડાળ કન્યાનુ રૂપ તથા પોપટનુ તેજ જોઇ વિસ્મય પામ્યો.

ચંડાળ કન્યાએ વિનયથી રાજાને નમસ્કાર કર્યો એટલે પેલા વૃદ્ધ પુરૂષે છોકરાના હાથમાથી પોપટનુ પાંજરૂ લઇને રાજાની સામે મૂકયુ અને કહ્યુ, " રાજાધિરાજ ! આ પોપટ સર્વ શાસ્ત્રો ભણેલો છે. સર્વ પ્રકારની કળા અને લક્ષણો તે સમજે છે આખી દુનીયાનુ આ ઉત્તમ રત્ન છે એનુ નામ વૈશંપાયન છે આવુ પ્રાણી આપ જેવા નરેશને ત્યા જ શોભે એમ ધારી અમારા શેઠની કન્યા તેને આપની પાસે લઇ આવી છે "

વૃદ્ધનુ બોલવું પુરૂ થયુ એટલે પોપટે એક પગ ઉંચો કરી શુદ્ધ શબ્દોવડે સ્પષ્ટ શ્લોક બોલવા માંડયો. રાજાને આ સાંભળી આનંદ તથા આશ્ચર્ય થયુ વૈશંપાયનને અંતઃપુરમા લઇ જવાનો તથા ચંડાળ કન્યાને તથા તેની સાથેના માણસોને યોગ્ય ઉતારો આપવાનો રાજાએ એક દાસીને હુકમ કર્યો. ત્યાર પછી વખત થવાથી રાજા સભામાથી ઉઠીને મહેલમા ગયો.

બપોરે જમી પરવારી રાજા પોપટ પાસે આવ્યો. દાસીઓએ ખબર આપી કે વૈશંપાયનને સ્નાન કરાવી સુંદર મેવા ખવડાવ્યા છે રાજાએ પોપટને પૂછ્યુ, "કેમ, તમને અમારૂં ભોજન ભાવ્યુ કે ?" ત્યારે પોપટે જવાબ આપ્યો, "હે રાજા, મે દાડમના દાણા ખાધા છે અને જાબુનો રસ ધરાઇને પીધો છે તમારી રાણીઓએ મને અમૃત જેવું ભોજન કરાવ્યુ " વૈશંપાયનના જવાબથી સંતોષ પામી રાજાએ પૂછ્યુ " તમારૂં સર્વ વૃત્તાંત અમારે સાંભળવું છે માટે તમે કોણ છો, કયાંથી આવ્યા, કેવી રીતે આવ્યા, ગયા જન્મે તમે કોણ હતા અને તમે પાંજરામા કેમ પુરાયા એ સર્વ હકીકત અમને સંભળાવો. "

રાજાનો પ્રશ્ન સાભળી પોપટે પોતાની કથા કહેવા માંડી

## પોપટની વાત

વિંધ્યાવતી નામે એક વનભૂમિ છે ત્યા અગસ્ત્ય ઋષિના આશ્રમ પાસે પમ્પા નામનુ સરોવર છે તે સરોવરની પાસે એક ઘણુ જ જૂનુ શીમળાનુ ઝાડ છે એ ઝાડ એવડુ મોટુ છે કે તેની બખોલમા હજારો પક્ષીઓ પોતાના માળા બાંધીને રાત્રે આરામ કરે છે હું પણ એ જ ઝાડની બખોલમા મારા વૃદ્ધ પિતાની સાથે રહેતો હતો. મારી મા તો મારો જન્મ થતા જ મરણ પામી હતી. મારા પિતા અનેક લાડથી મને જીવના જોખમે ઉછેરી મોટો કરવા લાગ્યા.

એક દિવસ સવારના પહોરમા અમે રહેતા હતા તે તરફ શિકારીઓનુ એક મોટુ ટોળુ આવી પહોચ્યુ શિકારી લોકોની બુમોથી હુ ઘણો જ ગભરાવા લાગ્યો મારા પિતાએ પાંખો પહોળી કરી મને છુપાવી દીધો. શીકારી લોકો બરાબર ઝાડની નીચે આવીને ઉભા એટલે મારા પિતા પણ ધ્રુજવા લાગ્યા તેમણે ઝાડપર ચડી અનેક પોપટના ડોકા મરડી તેમને નીચે નાખ્યા. મારા પિતાની પણ એ જ દશા થઈ મારો આવરદા લાંબો હોવાથી હુ મારા બાપની પાંખોમા ભરાઇ નીચે પડયો અને જમીનપર પડેલા સૂકા

પાદડાની તળે સ તાઇ ગયો શિકારીઓના ગયા પછી કેટલીક વારે બહાર આવીને જોયુ તો મને જણાયુ કે તેઓ બધા મરેલા પોપટને ઉપાડી ગયા છે હુ મારા પિતાના મરણના શોકથી દિલગીર બની રડવા લાગ્યો. મારામા ચાલવાની શક્તિ ન હતી એટલે જેમ તેમ કરી હુ ત્યા પડયો રહ્યો.

એટલામા જ જાબાલિ મુનિનો પુત્ર હારીત તેના સોબતીઓ સાથે ત્યા આવી પહોચ્યો તેણે મને ઉંચકી લીધો અને સરોવર પાસે લાવી મારા મુખમા પાણીના ટીપા રેડયા હુ જરા ટટાર થયો એટલે મને લઇને તેઓ આશ્રમમા આવ્યા. આશ્રમમા જાબાલિ મુનિના દર્શન થતા જ મારા મનમાથી ભય જતો રહ્યો. હારીતે મારી સર્વ હકીકત મુનિને કહી સભળાવી એટલે મુનિ મારા તરફ જોઇ બોલ્યા, “ આ તો એના પાપનુ ફળ ભોગવતો જણાય છે ” ઋષિ કુમારો જાબાલિ મુનિના શબ્દોથી આશ્ચર્ય પામ્યા. તેમણે કહ્યુ , “ દેવ ! આ પોપટ કોણ છે ? અમને તેની હકીકત સભળાવો.” મુનિએ દિવસનુ સર્વ કામકાજ પરવાર્યા પછી રાત્રે પોપટનુ વૃત્તાંત સભળાવવા જણાવ્યુ

રાત્રે સઘળા શિષ્યો જાબાલિ મુનિની આસપાસ પોપટનુ વૃત્તાત સાભળવા એક ચિત્તે બેસી ગયા. મુનિએ પણ શિષ્યોની આતુરતા શાત કરવા માટે નીચે મુજબ કથા કહેવા માડી.

## મુનિ પોપટનુ વૃત્તાત કહે છે

અવન્તિમા ઉજ્જયિની નામે એક નગરી છે એ નગરીમા તારાપીડ નામનો એક સમર્થ વિદ્વાન રાજા રાજ્ય કરતો હતો. તેને શુકનાસ નામે એક બ્રાહ્મણ જાતિનો પ્રધાન હતો. તારાપીડ રાજાએ શુકનાસને મિત્રસમાન ગણી રાજ્યનો સઘળો ભાર સોપ્યો હતો. શુકનાસે પણ પોતાના બુદ્ધિ બળથી રાજા તથા પ્રજા બન્ને તરફથી સતોષ મેળવ્યો હતો. સઘળી પ્રજા આ રાજાના રાજ્યમા શાતિમા રહેતી હતી. સર્વ શત્રુઓનો રાજાએ પરાજ્ય કર્યો હતો એટલે શત્રુ તરફનો તો ભય હતો જ નહિ. રાજા ઘણો

હાથ પગ ધોઇ પવિત્ર થઇ રાજા વિલાસવતીના પ્રસુતિગૃહમાં પેઠો. ત્યા તેણે સુવાવડથી દુબળી પડી ગયેલી દેહવાળી રાણીના પાસામાં પોઢેલો એક અલૌકિક કાન્તિવાળો પુત્ર જોયો. રાજા આખોને સ્થિર કરી પુત્રના દર્શન કરવા લાગ્યો. તેની આખમા આનદના આસુ આવી ગયા આજ રાજાના ઘણા દિવસના મનોરથ પૂર્ણ થયા હતા. પ્રધાને પણ રાજકુમાર તરફ નજર કરીને કહ્યુ, "જુઓ, મહારાજ! હજુ તો રાજપુત્રના અવયવોની શોભા લેઇએ તેટલી ખીલી જણાતી નથી તો પણ તેના અગપર ચક્રવર્તીપણાની ઘણી નિશાનીઓ જણાય છે આ બાળક પોતાના તેજથી આખા ગૃહને અજવાળી નાખતો હોય એમ લાગે છે"

આવી રીતે તેઓ વાતો કરતા હતા એવામા મગલ નામનો એક સેવક ઉતાવળો ઉતાવળો ત્યા આવ્યો અને કહેવા લાગ્યો કે, "પ્રભુ કૃપાથી શુકનાસ મહારાજને ત્યા મનોરમા દેવીને એક દિવ્ય પુત્રનો જન્મ થયો છે"

મગલના આ અમૃતસમા વાક્યો સાભળી રાજા તથા પ્રધાન બન્ને હર્ષઘેલા બની ગયા. રાજાએ કહ્યુ, "દુખની પાછળ દુખ અને સુખની પાછળ સુખ આવે છે, એ લોકવાયકા આજ આપણા દાખલા ઉપરથી ખરી પડી છે" આટલુ બોલી રાજાએ શુકનાસના શરિર ઉપરનુ અગવસ્ત્ર લઇ લીધુ અને મગલને તે શિરપાવમા આપી દીધુ

ત્યાથી ઉઠીને રાજા શુકનાસની સાથે તેને ઘેર ગયો. ત્યા પણ મોટો ઉત્સવ કરવામા આવ્યો. છઠ્ઠીનુ જાગરણ સુખરૂપ પૂર્ણ થયા બાદ દસમો વાસો આવ્યો. તે દિવસે રાજાએ હજારો ગાયો અને સોના મોહોરોનુ બ્રાહ્મણોને દાન આપ્યુ રાજા તારાપીડે સ્વપ્નમા રાણીના મુખમા ચદ્ર પેસતા જોયેલો હોવાથી તેણે પુત્રનુ નામ ચદ્રાપીડ રાખ્યુ શુકનાસે પણ રાજાનો મત લઇ બ્રાહ્મણને શોભે એવુ પોતાના પુત્રનુ નામ વૈશપાયન રાખ્યુ આ બન્ને બાળકો દિવસે દિવસે મોટા થવા લાગ્યા.

[આ રસિક વાર્તાનો આગળનો ભાગ સુદર ચિત્રો સાથે આવતા અકમાં આવશે.]

# હોડીનુ ગીત

હાથમાં હોડીનો આકાર પાડીને અથવા હોડીના આકાર વચ્ચે ઉભા રહીને બે હાથમાં બાળકો ઝુલતા હાથે હાવ ભાવ સાથે ગાઈ શકે છે

બધા સાથે–હાંક હોડી ખલાસી, તું હાંક, મ્હારા ભાઈ !

ખલાસી–મારો હલેસા વ્હેલી ચાલી જાય.

૧ લી હાર–જુઓની ફગ ખડક પેલો દેખાય,

૨ જી હાર–જો ભો અથડાશે તો ઝટ્ટ ભાગી જાય,

ખલાસી–ફેરવું સુકાન જુઓ મારગ બદલાય,

બધા–હાંક હોડી ખલાસી તું હાંક મ્હારા ભાઈ !

ખલાસી–મારો હલેસા વ્હેલી ચાલી જાય.

૧ લી હાર–જુઓ દીવાદાંડી પેલી જણાય;

૨ જી હાર–ઝબકી જણાવે ના અહિંયા આવાય;

ખલાસી–છોડોની સઢ જુઓ વાયુ સવા વાય;

બધા–હાંક હોડી ખલાસી તું હાંક મ્હારા ભાઈ !

ખલાસી–મારો હલેસા વ્હેલી ચાલી જાય.

૧ લી હાર–ફૂલ્યા સઢો ને હોડી ઝડપેથી જાય.

૨ જી હાર–કરે ઘુઘવાટ કેવો આ સિંધુરાય;

૧ લી હાર–મોજામાં હોડી કેવી ઝોલા ખાય,

ખલાસી–બંદર આવ્યું હવે લંગર કરાય,

બધા–ધીમે ધીમેથી કિનારે ઉતરાય.

હાંક હોડી ખલાસી તું હાંક મ્હારા ભાઈ !

ખલાસી–મારો હલેસા વ્હેલી ચાલી જાય.

જમનાદાસ રવાભાઈ મોદી

# ઇસ્લામી મુલ્કી ગીત

ડૉ. સર "ઇકબાલ"ના અસલ ઉર્દૂ ગીતનો તરજુમો

બહર

જગત ભરમા આ હિન્દ—મારો દેશ—સૌથી શ્રેષ્ઠ છે;
બુલબુલ અમે એ બાગના, એ બાગ મારો હિન્દ છે ૧

પરદેશમા વસીએ ભલે, પણ વતનમાં અમ દિલ રહે,
તો જાણજો રહીએ અમે, આ દિલ અમારૂં જ્યા વસે. ૨

ગિરિવર ઉંચો, ગિરિ સકળમા, વાદળ થકી વાતો કરે,
સન્ત્રી સદાનો, રાત દિન રક્ષા અમારી એ કરે. ૩

એ હિમ કેરા અંકમા અગણિત નદી ખળખળ વહે,
ઉજાડમા ઉદ્યાન પ્રકટી, સ્વર્ગની સ્પર્ધા કરે. ૪

અય ગંગ મૈયા! યાદ છે એ દિવસો તુજને, કહે—
જ્યારે અમારો કાફલો ઉતર્યો કિનારે તાહરે. ૫

ઇસ્લામ ના કહિ શીખવે કે વેર રાખો અંતરે;
મુસ્લિમ છતાં, હિન્દી અમે, ને હિન્દ જનની વંદિયે. ૬

ગ્રીસ, રોમ, મીસર ક્યા ગયાં?—સામ્રાજ્ય મોટાએ હતા!
ને હિન્દની હસ્તિ હજી ઇતિહાસથી મટતી નથી! ૭

હસ્તિ અમારી ના મટે, કુદરતતણો શો ભેદ છે?!
દુશ્મન થઇ દુનિયા બધી, ને ઘા ક્ર્યા શા અમ પરે! ૮

ઉભા અટુલા એકલા, જગભર ભલે હામી કરે,
પરવા નથી એ જગતની, કિરતાર સૌનો એક છે ૯

કરીમ મહમદ માસ્તર
એમ એ એલએલ. બી.




મધમાખીઓ ભેગી મળી ગમત કરી રહી હતી એક મધમાખી એક બીજી મધમાખીઓને લડાઇ થઇ તેમણે ખીજવાઇ રમવાનો પગદંડો જોરથી પેલી મધમાખીપર માર્યો. તે પણ પાકી હતી (જુઓ ઉપરના ભાગનુ ચિત્ર ૧) તેણે પેલી મધમાખીઓ સામે દાંત કચકચાવ્યા. (જુઓ ચિત્ર ૨) એક છરી લાવી તેવતી પેલો પગદંડો તેણે કાપી નાખ્યો અને (જુઓ ચિત્ર ૩) પગદંડાના અરધીયાની ટોપી બનાવી મજાથી તેણે તે પોતાના માથે પહેરી લીધી! (જુઓ ઉપરના ભાગનું ચિત્ર ૪) બિચારી મધમાખીઓ સામાની મશ્કરી કરવા જતા પોતે જ બની ગઇ

તે દહાડાથી જ મધમાખીઓમા બે તડ પડયા. એક વખત પેલી મશ્કરી કરનારી મધમાખીઓને ત્યા ચાહપાણી હતા. તેઓએ પેલી મધમાખીનું નાક કાપી તેને ચીડવવા તેને નોતરૂં ન દીધુ પેલી મધમાખી કાઇ ઓછી જ કાચી હતી! ચાહની કીટલી ભરીને મેજ પર મૂકી (જુઓ નીચેના ભાગનું ચિત્ર ૧) પેલી મધમાખીઓ ઓરડામા બધાંને બોલાવવા ગઇ ત્યારે છાનામાના તેની બારીએ ચડી પેલી રીસાયલી મધમાખીના છોકરાઓએ એક પીચકારીમાં ધીમેધીમે બધી ચાહ કાઢવી લીધી (જુઓ ચિત્ર ૨—નીચેનું) પેલુ વાસણ પોતાને ત્યા મૂકી આવ્યા બાદ બારીએ સતાઇને તમાસો જોવા બે છોકરા ઉભા રહ્યા. જ્યારે પેલી મશ્કરી કરનાર મધમાખીઓ અંદર આવી અને કીટલીમા નજર કરી તો અંદર કશુંય ન મળે! (જુઓ ચિત્ર ૩) તેમની ફજેતીનો પાર જ ન રહ્યો. મહેમાનની આગળ તેઓ મોઢું બતાવી શક્યાં નહિ પેલા છોકરા હસતા હસતાં ઘેર જઇને પોતાના રકાબી પ્યાલામા પેલી ચાહ કાઢવી લઇ તે મજાથી પી ગયા! (જુઓ ચિત્ર ૪).

—ભ્રમર!



# અલાદ્દીનનું જાદુઇ ફાનસ

## અરેબિયન નાઇટ્સનો જગપ્રસિધ્ધ અમર કીસ્સો

લખનાર ભાનુ




ના જમાનામા ચીન દેશમા એક ગરિબ દરજી તેની સ્ત્રી અને છોકરા સાથે રહેતો હતો. તે સવારથી સાંજ સુધી વૈતરૂ કરતો તો પણ તે તથા તેનુ કુટુંબ પેટપુર રોટલા પણ દેખતું નહી. છેવટે સખત મહેનતને પરિણામે દરજી માંદો પડી મરણ પામ્યો.

આ છોકરાનુ નામ અલાદ્દીન હતુ બાપના મરી ગયા પછી તે વધારે ને વધારે રમતીયાળ થતો ગયો. તેની મા દળણા દળીને તેનુ તથા તેના છોકરાનુ પેટ ભરતી તેમને ઘણી વાર તો ઉપવાસ પણ કરવા પડતા.

એક વખત અલાદ્દીન શેરીમા રમતો હતો એવામા એક અજાણ્યા માણસે ત્યા આવી તેને પુછયું–" છોકરા, તારો બાપ દરજી હતો ને ?" અલાદ્દીને જવાબ આપ્યો, " હા ! તમે કોણ છો ?" અજાણ્યા માણસે કહ્યું, " હું તારો કાકો થાઉ તુ તારી માને કહેજે કે કાકા આવ્યા છે, તે તને કાલે મળવા આવશે. " એમ કહી તેણે પોતાના ગજવામાથી મુઠી ભરીને સોના મહોરો કાઢી અલાદ્દીનના હાથમા મુકી. અલાદ્દીન મહોરો મળવાથી ખુશી થતો ઘેર ગયો અને તેની માને બધી વાત કરી. અલાદ્દીનની માને આ વાત સાભળી

પછી નવાઇ લાગી. તેને ખાત્રિ હતી કે અલાદીનને કાકો છે જ નહીં. તેઓ બીજે દિવસે કાકાની વાટ જોતા બેઠા. એવામા જ કાકા આવ્યા. કાકાએ ઘરનાં બધાની ખબર પુછી અને જ્યારે અલાદીનની માએ ફરજીના મરણની વાત કહી ત્યારે તે પોકેપોક મૂકીને રોવા બેઠા. થોડી વાર પછી અલાદીનની માએ અલાદીનના રમતીયાળ સ્વભાવની વાત કરી. આથી કાકાએ તેને વહેપાર કરવાનુ કહ્યુ અલાદીને વહેપાર કરવા માટે પોતાની ખુશી બતાવી એટલે કાકાએ કહ્યુ, “ હુ તને એક મોટી દુકાન માડી આપીશ. ” બીજે દિવસે કાકાએ અલાદીનને ભપકાદાર લુગડા અપાવ્યા. તેની આ ભલાઇથી અલાદીનની માને પાકી ખાત્રી થઇ કે તે અલાદીનનો કાકો હશે.

આ માણસ અલાદીનનો ખરો કાકો હતો નહિ. તે એક દુષ્ટ ને બદમાસ જાદુગર હતો. અલાદીનના ગામની નજીક એક ચમત્કારી દિવો લેવા તે આવ્યો હતો અને તે કામ અલાદીનની મદદ વિના થાય તેમ નહોતુ જેની પાસે આ દિવો હોય તે ખૂબ દોલત મેળવી શકે એમ હતુ આ કારણથી જ તેણે અલાદીન સાથે ઓળખાણ કાઢ્યુ હતુ

એક દિવસ જાદુગર અલાદીનને ગામ બહાર એક પર્વતની ઊંડી ખીણ આગળ લઇ ગયો અને ત્યા તાપણુ કરવા કહ્યુ અલાદીને આસપાસથી થોડી ઘાસ ભેગી કરી એટલે જાદુગરે તે સળગાવી અને તેમા જાદુઇ ભુકી નાખી. આ ભુકી પડવાથી પૃથ્વી કંપી, ઉઠી અને તાપણાની જગ્યાએ એક કડાવાળુ ઢાકણુ નીકળ્યુ જાદુગરે કહ્યું, “ આ ઢાકણુ ઉઘાડ. ભોંયરામાં છેક નીચે જઇ એક તાકામા દિવો બળે છે આ દિવો હોલવી નાખી તેમાથી તેલ ઢોળી નાખી તે અહિ લઇ આવ. પણ તેમ કરતા કોઈ જગ્યાએ અટકીશ નહી.” પછી તેણે પોતાની આગળીએથી કાઢીને એક વીંટી અલાદીનને આપી અને કહ્યું, “ આ વીંટી તને સંકટ વખતે મદદ કરશે ” અલાદીને જાદુગરના કહેવા પ્રમાણે કર્યું. તેણે તાકામાથી દીવો લઇ તેને ઓલવી નાખ્યો, તેલ ઢોળી દીધુ, અને બહાર આવ

વા નીકળ્યો. બહાર નીકળતા રસ્તામા પડેલા મોટા મોટા ઝવેરાતના ઢગલાઓને પત્થર સમજી રમવાને માટે તેણે ગજવામા ભરી લીધા અને ગુફાના મોઆગળ આવ્યો. અલાદ્દીનને જોઇને જાદુગરે તેની પાસેથી દિવો માગ્યો. અલાદ્દીને કહ્યુ, "મને બહાર કાઢો. બહાર નીકળીને તમને દીવો આપીશ." અલ્લાદ્દીને દીવો ન આપ્યો તેથી જાદુગર ઘણો ગુસ્સે થયો. તેણે જાદુઈ મત્ર બોલીને મન્ત્રેલી ભૂકી ગુફાના બારણા ઉપર નાખી એટલે ગુફા ઉપર પેલુ પત્થરનું ઢાંકણુ સખત બેસી ગયુ અને અલાદ્દીન અદર પુરાઇ રહ્યો ! અલાદ્દીન આથી ઘણોજ ગભરાયો. તે પોતાના બચાવ માટે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. જેવો તે બે હાથ જોડી પગે લાગવા જતો હતો તેવીજ જાદુગરે આપેલી વીંટી તેની આગળી એ હતી તે ઘસાઇ અને અંદરથી એક ભયકર રાક્ષસ બહાર આવ્યો. તે અલાદ્દીનને પગે પડી બોલ્યો, "હે નામદાર આપનો શો હુકમ છે? હુ વીટીનો ગુલામ છુ આપની સેવા બજાવવાને તૈયાર છુ." અલાદ્દીન પહેલા તો ઘણો ચમક્યો પણ પાછળથી હિમત લાવી બોલ્યો, "મને આ ગુફાની બહાર કાઢ." તે બોલ્યો કે તરત જ રાક્ષસે ઢાકણું ઉઘાડી નાખ્યુ અને અલાદ્દીન સહીસલામત બહાર આવ્યો. બહાર તેણે ચારે બાજુ નજર કરી પણ તેનો કાકો દેખાયો નહી. તેથી તે ઉદાસ ચહેરે ઘરતરફ વળ્યો.

ઘેર આવી અલાદ્દીને તેની માને બનેલી વિગત કહી. આખા દહાડાની મહેનતથી થાકી ગયેલો હોવાથી તે ઘસઘસાટ ઉઘી ગયો. બીજે દિવસે ઘરમા કાઇ ખાવાનુ નહી હોવાથી અલાદ્દીનને તેની માએ પેલો દીવો વેચી આવવા કહ્યું દીવો મેલો હોવાથી અલાદ્દીનની મા તેને લુગડાથી સાફ કરવા લાગી. જેવો દીવો ઘસાયો કે તરત જ તેમાથી એક રાક્ષસ બહાર આવ્યો અને બોલ્યો, "મારો આપને શો ખપ પડયો છે ? હુ આપનો હુકમ બજાવવા તૈયાર છુ. હુ ફાનસનો ગુલામ છુ"

આ ભયકર રાક્ષસને જોઇને અલાદ્દીનની માનાં તો હાંજા જ ગગડી ગયા, અને તે તમ્મર ખાઇ નીચે પડી પણ અલાદ્દીને

પહેલા રાક્ષસ જોયેલો એટલે તેણે હીમતથી તેની મા પાસેથી દીવો લઇ લીધો અને બોલ્યો, " મને ભુખ લાગી છે મારે માટે ખાવાનુ લઇ આવ. " એક પળમા રાક્ષસ પકવાનથી ભરેલી ૧૦ થાળીઓ વાળો એક મોટો ટાટ લાવ્યો અને અલાદીનના પગ આગળ તે મુકી અલોપ થઇ ગયો. અલાદીન અને તેની માએ પેટ ભરીને ખાધુ અને તે દિવસ આનંદમા કાઢ્યો. બીજે દિવસે તે એક યાહુદી વહેપારીને ત્યા એક મહોરમાં રકાબી વેચી આવ્યો. એમ દસ દિવસમા દસે રકાબી વેચી આવ્યો. અગીઆરમે દિવસે તે દસ મહોરોમા મોટો ટાટ વેચી આવ્યો. તેના પૈસા કેટલાક દિવસ ચાલ્યા અને તે ખલાસ થઇ ગયા એટલે તેણે ફરીથી પહેલાની માફક દીવાનો ઉપયોગ કર્યો. આ વખતે પણ રાક્ષસ પહેલાના જેવી જ પકવાનથી ભરેલી દસ રકાબીઓ વાળુ ટાટ લાવ્યો. ખાવાનુ થઇ રહ્યા પછી અલાદીને રકાબીઓ વેચવાનુ શરૂ કર્યું એક વખત તે વેચવા જતો હતો તેવામા તેને એક સોની મહાજને બોલાવ્યો ને કહ્યુ, " છોકરા, તુ રોજ પેલા યાહુદી વહેપારીને ત્યા કશુંક વેચવા જાય છે તે તો ઘણો લુચ્ચો માણસ છે તુ મને તે વસ્તુ વેચીશ તો હું તને પુરી કિંમત આપીશ. " અલાદીને તેને રકાબી બતાવી. તે તપાસતા ચાંદીની માલમ પડી તેથી જોખી જોઇ અને તેની કીંમતની તેણે તેને સાઠ રૂપા મહોરો આપી. અલાદીને તેનો આભાર માન્યો અને દરેક વસ્તુ તેને ત્યા વેચવાનું વચન આપ્યું. આ પ્રમાણે અલાદીન દીવાની મદદથી ગામમા સૌથી વધારે માલદાર થઇ પડયો.

એક વખત ગામમા હડતાળ પડેલી જોઇ અલાદીને એક જણને તેનુ કારણ પુછયુ તે માણસે કહ્યું, " રાજકુવરી આ રસ્તે થઈને આજે નહાવા જવાની છે, માટે હડતાળ પડી છે અલાદીનને આ કુવરી જોવાનુ મન થયુ, તેથી જ્યા રાજકુવરીને નહાવાનો હોજ હતો ત્યા તે છુપાઇ રહ્યો. રાજકન્યા પોતાની સાહેલીઓ સાથે જ્યારે ન્હાવાને નીસરી ત્યારે રાજકન્યાનુ પારસ્વગરનુ રૂપ જોઇ તેની સાથે પરણવાનું તેને મન થયુ, તેણે પોતાની માને બધી વાત

કરી. અલાદીનની મા આ સાભળી ઘણી દીલગીર થઇ તેણે તેને ઘણો સમજાવ્યો પણ અલાદીનને તેથી કાંઇ અસર થઇ નહી. તેણે તેની માને કહ્યુ, "હું ગુફામાથી જે રત્નો લાવ્યો છું તે મહારાજા ને ભેટ કરી આવજે અને તેની છોકરીનુ માગુ કરજે"

અલાદીનની માએ તેના કહ્યા પ્રમાણે રત્નો રાજાને ભેટ કર્યા અને તેની છોકરીની માગણી કરી. રાજા હીરા, માણેક, મોતી વિગેરે જવાહીર જોઇને ગાંડા ગાંડા થઇ ગયો અને તેણે અલાદીન ની માને ત્રણ મહીના પછી આવવાનું કહ્યું અલાદીનની મા ખુશ થતી ઘેર ગઇ અને અલાદીનને બધી વાત કરી અલાદીન આ સાભળી ઘણો ખુશી થયો.

આ રાજાનો પ્રધાન ઘણો ખટપટીઓ હતો. તેણે રાજાને આડુ અવળુ સમજાવી તેની છોકરીનુ લગ્ન પોતાના છોકરાની સાથે નકકી કરાવ્યું, અને લગ્નનો દિવસ પણ નકકી કર્યો. લગ્નને આગલે દિવસે અલાદીનને આ વાતની ખબર પડી. તેથી તેણે પોતાનો દીવો ઘસ્યો. ઘસતાની વારમા રાક્ષસ આવીને ખડો થઇ ગયો. અલાદીને રાજકુવરી અને પ્રધાનના છોકરાને તેની પાસે લઇ આવવાને હુકમ કર્યો. રાક્ષસ તરત જ ઉપડયો અને જે પલગ ઉપર તે બન્ને સુતા હતા તેને અલાદીન પાસે ઉચકી લાવ્યો. અલા-



દીને વજીરના છોકરાને ઓરડીમા પુરી મુકવાનું કહ્યું પછી રાજકુવરીને તેણે કહ્યું, " તારા બાપે તને મારી સાથે પરણાવવાનું વચન આપ્યુ છે " આટલુ કહી તેને પોતાના ખંડમાં પલંગપર સુવાડી વચમા નાગી તરવાર મુકી પોતે દૂર સુઇ ગયો. વ્હેલી સવારે તેમની મુળ જગ્યાએ બન્નેને પહોચતાં કર્યા સવારે રાજા તેમને મળવા ગયો ત્યારે કુવરીએ બનેલી વાત કહી. રાજા આથી ગભરાયો અને લગ્ન બંધ રાખ્યા

ત્રણ માસ પુરા થતાં અલાદ્દીનની મા રાજા પાસે જઇ રાજાને પગે પડી અને બોલી, " નેક નામદાર બાદશાહ ! આપના કહેવા મુજબ ત્રણ મહીને હુ અહી આવી છુ." રાજાએ કહ્યું "તું પહેલાં ઝવેરાતની થાળી લાવી હતી એવી ચાળીસ થાળીઓ ચાળીસ સીદીઓ પાસે ઉચકાવ અને તે દરેકને એક મોળો ગુલામ દોરે એવી રીતે અહી લાવીને કુવરીને ભેટ આપ. ત્યારે મારી ખાત્રી થાય કે તારો છોકરો મારી છોકરીને અમન ચમનમાં રાખી શકશે." અલાદીનની માએ આ વાત તેના છોકરાને કહી. તેણે તરત જ ફાનસ ઘસી તેના ગુલામ રાક્ષસને બોલાવ્યો અને રાજાના કહ્યા પ્રમાણે કરવાનો હુકમ કર્યો. રાક્ષસે તો એક પળમા બધુ તૈયાર કર્યું અને એ મોટુ એંશી ગુલામોનું ભવ્ય સરઘસ રાજમહેલ તરફ ચાલ્યુ રાજમહેલમા જઇ બધી થાળીઓ રાજા આગળ મુકી અલાદ્દીનપાસે અખુટ દ્રવ્ય હોવાની ખાત્રી થયાથી રાજાએ પોતાની કુવરી અલાદીનને પરણાવી. અલાદ્દીને રાક્ષસ પાસે રાજમહેલ નજીક જ મોટો સુદર બગલો બંધાવ્યો અને તે અને રાજકુવરી આનંદમાં રહેવા લાગ્યા

હવે આપણે જાદુગરનુ શુ થયુ તે જોઇએ જ્યારે અલાદીન રાજા થયાની બધી વાત તેના જાણવામા આવી ત્યારે તે, તે ગામમા આવ્યો અને બજારમાથી કેટલાક કોડીઆં ખરીદી રસ્તામા,



"વેચીએ છીએ રે, વેચીએ છીએ
જુના કોડીયાં લઈને રે નવાં વેચીએ છીએ "

એમ બુમો પાડતો અલાદીનના ઘરતરફ ચાલવા લાગ્યો. રસ્તામા બધા લોકો તેને ગાંડો ! ગાંડો ! કહી ખીજવવા લાગ્યા, કારણ કે તેમણે કોઇ પણ દિવસ જુના કોડીઆ લઇ નવા કોડીઆ આપતો વહેપારી જોયેલો જ નહોતો. સખ્યાબધ લોકોએ જુના કોડીઆં આપી નવા ખરીદ્યા ત્યારે તે અલાદીનના ઘર પાસે આવ્યો ત્યારે અલાદીન શિકાર કરવા ગયો હતો. રાજકુવરીએ ગમ્મતખાતર પેલો જાદુઇ જુનો દીવો આપી નવો નકામો દીવો લીધો. પેલા જાદુગરે તે દીવો સાચવીને પોતાની પાસે મૂકયો, અને રાત પડી ત્યારે તેણે તે દીવો ઘસ્યો ઘસતા જ રાક્ષસ બહાર આવીને ઉભો રહ્યો. જાદુગરે

તેને કહ્યું, " આ બાપેલો મહેલ અહીંથી ઉપાડી આફ્રિકામાં હું કહું ત્યા મૂક " રાક્ષસ તરત જ મહેલ લઇ આકાશ માર્ગે સડસડાટ કરતો ઉડયો અને પલક વારમા આફ્રિકા જઇ પહોચ્યો.

બીજે દિવસે બાદશાહ પોતાની કુંવરીને મળવા જવા નીકળ્યો, ત્યારે મહેલ ઠીકાણા જ ન આવ્યો. આથી તેને ઘણી નવાઇ લાગી અને તેના પ્રધાનને તે વાત કરી પ્રધાનને તો અલાદીન ગમતો જ નહોતો, કારણ કે તે તેના છોકરાની જગ્યા લઇ બેઠો હતો. તેણે રાજાને કહ્યુ, " મહારાજા સાહેબ, આ મહેલ કાઇ ખરેખરો નહોતો. એ તો અલાદીને જાદુથી બાધ્યો હતો માટે તેને કેદમા પુરવો જોઇએ. " રાજાએ તે વાત કબુલ કરી અને અલાદીનને કેદમાં પુરવાનો તેના નોકરોને હુકમ કર્યો. અલાદીનને કેદ કરવામાં આવ્યો પણ થોડા જ વખતમા તેને છુટો કર્યો અને તે ચાળીસ દિવસમા રાજકુવરીસહિત મહેલ પાછો ન લાવે તો તેનો શિરચ્છેદ કરવો એવો હુકમ કર્યો.

એક વખત અલાદીન મહેલની શોધમા ફરતો હતો, તેવામાં તે લપસી પડયો, અને લપસી પડવાથી તેના હાથે પહેરેલી જાદુગરવાળી વીંટી ઘસાઇ ઘસાતા જ તેમાથી ગુફાવાળો રાક્ષસ બહાર નીકળ્યો. અલાદીને તેને કહ્યુ, " પેલો મહેલ જ્યા હોય ત્યાથી અહીં લઇ આવ. " રાક્ષસે કહ્યુ, " તે મહેલ લાવવા જેટલુ બળ મારામા નથી. દિવાનો ગુલામ તે કામ કરી શકે " અલાદીને ત્યાર પછી તેને જ્યા મહેલ હોય ત્યા લઇ જવા કહ્યું રાક્ષસ તરત જ તેને જ્યા મહેલ હતો ત્યા આફ્રિકામા લઇ ગયો. અલાદીન મહેલમા ગયો અને રાજકુવરીને મળ્યો. રાજકુવરી પણ તેના પતિને જોઇ ઘણી રાજી થઇ, અને બનેલી બીના કહી. વળી તેણે એમ પણ કહ્યુ કે જાદુગર દિવો પોતાના જભ્ભામા છાતી પાસે રાખે છે અલાદીને તેને એક જાતની ઝેરી ભૂકી આપી અને કહ્યુ," આ ભૂકી જાદુગર ખાવા બેસે

ત્યારે દારૂમા નાખી તેને આપજે" રાજકુવરીએ તેમ કર્યું અને ઝેર પેટમા જવાથી રાક્ષસ ત્યા જ બેભાન થઇ ઢળી પડયો, અને મરણ પામ્યો.



અલાદીને પછી તેના જભ્ભામાથી દીવો કાઢી લીધો અને તે ઘસી રાક્ષસને બોલાવી તે દીવાના રાક્ષસને મહેલ હતો ત્યા લઇ જવા હુકમ કર્યો. રાક્ષસ ઉડયો અને એક પળમાં તેની મૂળ જગ્યાએ મહેલને મૂકી દીધો. રાજાને જ્યારે મહેલ આવ્યાની ખબર પડી ત્યારે તે ઘણા આનંદથી તેની પુત્રીને મળ્યો.

અલાદીને દીવાની બધી વાત રાજાને કહી અને દીવો કેવી રીતે ગયો તે પણ કહ્યુ.

થોડા વર્ષમા રાજા મરણ પામ્યો અને અલાદીન આખા રાજ્યનો રાજા થયો. તે પછી અલાદીન અને રાજકુવરીએ લાંબા વખત સુધી સુખથી રાજ્ય કર્યું

બાલજીવન

અલાદીનનુ જાદુઇ ફાનસ



તે ઘણા આનંદથી તેની પુત્રીને મળ્યો.

'જુઓ પાન ૩૫'



# મોતીની માળા





## સ્વામી વિવેકાનંદનાં વચનામૃતો

રે હિંદ! પરદેશી પ્રજાઓનો તિરસ્કાર, તેમનું અનુકરણ કરવાની નીચ વૃત્તિ, પારકા ઉપર આધાર રાખવાની પામરતા, તારું દાસત્વ, તારી નિર્બળતા, અંદર અંદરનો દ્વેષ, મિથ્યા અભિમાન, અને કુપ્રથા—આવી આવી સામગ્રીને સાથે લઈને શું તું સંસ્કૃતિના ઉચ્ચામાં ઉચ્ચા શિખરપર જવાની ઉમેદ રાખે છે? આવા પ્રકારની જ તૈયારી કરીને શું તું બળવાન બનવાનો અભિલાષ રાખે છે? જે સ્વાતંત્ર્ય માત્ર શૂરવીર અને નિડર પ્રજાઓ જ ભોગવી શકે તે તું શું તારી શરમભરેલી ભીરુતા વડે મેળવવાની આશા રાખે છે? ઓ હિંદુસ્તાન! સીતા, સાવિત્રી અને દમયંતી એ તારી સ્ત્રી જાતિનો આદર્શ છે એ તું ભુલતો નહિ, અત્યંજ અજ્ઞાનીઓ, કંગાલ લોકો, મૂર્ખાઓ, મોચીઓ, ચામડીઆઓ, અને ભંગીઆઓ પણ તારા લોહીના સગાઓ છે, તારા ભાઈઓ છે, તે તું ભુલતો નહિ. હે હિંદવાસી! હિંદુસ્તાનના વીર પુત્ર! તું બહાદુર થા, હિંમતવાન થા. તું હિંદુ છે, તે માટે મગરૂર થા અને મગરૂરીથી જગતને જાહેર કર કે, "હું હિંદુ છું, હિંદુસ્તાનમાં જન્મ્યો છું અને દરેક હિંદવાસી મારો ભાઈ છે" તું કહેજે કે, "અજ્ઞાન, અભણ અને કંગાલ હિંદી, હિંદનો બ્રાહ્મણ અને ભંગીઓ, એ સર્વ મારા ભાઈઓ છે"

—સ્વામિ વિવેકાનંદ ગ્રંથ ૨ માંથી

# કાગળની પેટી બનાવવાનો કીમીયો

લખનાર ભાનુ

કાગળના ટુકડામાંથી પેટી બનાવવાની રીત તમે જાણો છો ? પહેલો એક કાગળનો કકડો લો અને તેને એક ખુણામાંથી વાળીને ખુણાના બે ભાગ કરો અને તે જ બાજુનો સામેનો છેડો જે બાજુ ખુણો વાળ્યો હોય તે તરફ લાવો. ( આકૃતિ ૧ )

આ પ્રમાણે વાળતાં જે જગ્યા બાકી રહે તે કાપી નાખો. હવે એક ચોરસ બનશે. આ ચોરસ સામસામેના ખુણામાંથી પસાર થાય એવી બે લીટીઓ દોરો. આ લીટીઓ વચ્ચોવચ એક બીજાને કાપશે. ( આકૃતિ ૨ ) જ્યાં લીટીઓ એક બીજાને કાપે છે ત્યાં દરેક બાજુનો ખુણો લાવો એટલે તે જગ્યાએ ચારે ખુણા ભેગા થશે. જ્યાંથી કાગળ વાંકો વળે તે જગ્યાએ જોરથી ભાર દેવો એટલે ત્યાં ગડી પડી જશે. ( આકૃતિ ૩ ) પછી તેને ઉકેલી નાખવો અને જ્યાં ગડી પડી હોય ત્યાં લીટીઓ દોરવી. (આકૃતિ ૪) આ લીટીઓના પહેલી દોરેલી લીટીઓ બબ્બે ભાગ કરશે. જ્યાં બે ભાગ પડે તેની સામેનો ખુણો વાળીને તે જગ્યા પર લાવો ( આકૃતિ ૫ ) અને જ્યાં આગળ વાંક આવે તે જગ્યાએ ભાર દઇ ગડી વાળી દો. આ પ્રમાણે ચારે બાજુ કરવું અને જ્યાં ગડીઓ પડે ત્યાં લીટીઓ દોરો એટલે આકૃતિ ૬માં બતાવ્યા પ્રમાણે તમારા કાગળ ઉપર ચોગઠા પડશે. હવે જરા અક્કલ વાપરવાની છે. આકૃતિ ૭ માં બતાવ્યા પ્રમાણે જે જે જગ્યા પર જાડી લીટીઓ હોય તે તે લીટી કાતરથી કાપી નાખો. હવે ડાબી બાજુના નીચેના ખુણા આગળથી આકૃતિ ૮માં બતાવ્યા પ્રમાણે ગડી વાળો અને તેની સામેની જમણી બાજુની ઉપરના ખુણામાં જે કાપો પાડેલો છે તેમાં ભેરવો. હવે વચ્ચોવચ નાના સરખા ચાર ચોરસનું પેટીનું તળીયું થશે, અને બાકી રહેલી જે જે ગડીઓ હોય તે બધી વાળી દો. તેમ કરતાં આકૃતિ ૯માં બતાવ્યા પ્રમાણે અને બાકી બે બાજુઓ રહી તે વાળતાં ચાર ચોરસ દબાઈ જાય છે, એટલે કે ત્યાં બેવડો કાગળ આવે છે આ ચાર ચોરસ પર ગુંદર લગાડી અને તેના ઉપર જે પડ આવે તેની સાથે ચોંટાડી દો એટલે પેટી તૈયાર થઇ જશે.

---

# કાગળની પેટી બનાવવાનો કીમીઓ.


આ. ૧લી


આ. ૨જી


આ. ૩જી


આ. ૪થી


આ. ૫મી


આ. ૬ઠ્ઠી

આ. ૭મી


આ. ૮મી


આ. ૯મી


આ. ૧૦મી

ચાર જાતના રાજાઓ

૧



મનુષ્યના રાજા મહારાજ શિવાજી

૨



વનનો રાજા-સીંહ

૩



પંખીઓનો રાજા-ગરૂડ

૪



પત્તાનો રાજા-બાદશાહ

ચાર જાતના ઘોડા

૧



જનાવર ની જાતનો ઘોડો

૨



પીસ્તોલનો ઘોડો

૩



લાકડાનો રમવાનો ઘોડો

૪




લાકડાનો ઘોડો

# સાલ મુબારક



પુષ્પિતાગ્રા

નવલ યુગલ આ મરાલકેરૂં,
રસ સરમાં સરી આજ આવનારૂં,
પરિમલ પમરે પરાગ અંગે,
પ્રતિપદ હર્ષ ભરે તરે ઉમંગે
સરસ, સુભગ, સ્વસ્થ, સૌમ્ય જેમ,
યુગલ મરાલતણું તરે છ તેમ;
ઋતુ ત્રય યુગલો સુખે તરાવો,
પ્રતિપદ હો પ્રતિદિન હર્ષ લહાવો

વિઠ્ઠલદાસ મ. શાસ્ત્રી

# અહમદશાહની અક્કલ

અફસવાન અહમદે રૂ ૧૦૦૦૦) અત્તરવાળા અનવરખાનને ત્યાં થાપણ તરીકે મૂક્યા, અને તે હજ કરવા ગયો. જાત્રાએથી પાછા આવ્યા પછી તેણે પોતાની થાપણ અત્તરવાળા પાસેથી પાછી મેળવવા માગણી કરી. અત્તરવાળે કહ્યું, તું જૂઠું બોલીને શું પડે છે? તેં મને રૂપીઆ આપ્યા છે જ ક્યારે? અહમદે અત્તરવાળાનો હાથ પકડી ગજબ કરવા માંડી, એટલે રસ્તે જતા આવતા લોકો ભેગા થઈ ગયા, ને કહેવા લાગ્યા, કે અત્તરવાળે કોઈ દિવસ બેઈમાનદારી કરી નથી. તેથી તું તેની સાથે વઢીશ અગર ફરિયાદ જઈશ, તો ઉલટી તને સજા થશે.

બહુ લોકોના મતથી અત્તરવાળો લાચાર બની ગયો. તથાપિ તેણે બાદશાહ સલામતની હજૂરમાં બનેલી સર્વ હકીકત કહી સંભળાવી. બાદશાહે વિચાર કરીને કહ્યું, કે જા, તું અત્તરવાળાની દુકાન નજીક લાગટ ત્રણ દિવસ સુધી બેસજે પણ તેની સાથે કંઈ બોલતો ના. ચોથે દિવસે હું એ રસ્તે થઈને નીકળીશ, અને તને હું પહેલી સલામ કરીશ. પણ તારે મારી સાથે ઝાઝી તેટલી વાત ન કરવી. મારા ગયા પછી તારે અનવરખાન પાસે રૂપીઆ માગવા જો તે રૂપીઆ ન આપે, ને કંઈ કહે, તો તેની મને ખબર કરજે

બાદશાહના હુકમમુજબ અહમદ અત્તરવાળાની દુકાન નજીક ત્રણ દિવસ બેઠો. બાદશાહની સવારી મોટા ઠાઠથી તે રસ્તે થઈને નીકળી. અફસવાન નજરે પડતાં જ બાદશાહે પોતાનો ઘોડો ઉભો રાખ્યો, અને અહમદને સલામ કરી, એટલે અહમદે સામી સલામ કરી. તે વખતે બાદશાહ બોલ્યા, કે અરે ભાઈ! તું મારી પાસે કોઈ વખત આવતો નથી, અને તારી હકીકત કહેતો નથી એ શું? અફસવાને બાદશાહની ખેરિયત ચહાઈ, પણ બીજું કંઈ કહ્યું નહિ

પોતાની દુકાન ઉપરથી અત્તરવાળો આ બધું જોતો અને સાંભળતો હતો તેથી તેના મનમાં ભય પેસી ગયો. તેને લાગ્યું, કે અહમદમીયાં બાદશાહ સાથે સારો સંબંધ ધરાવે છે. બાદશાહની સવારી ચાલી ગયા પછી તેણે અહમદને કહ્યું, મને રૂપીઆની વાત યાદ આવતી નથી, માટે જ્યારે તું રૂપીઆ ગયો, ત્યારે હું કઈ જગ્યાએ હતો, અને ક્યાં માણસો મારી પાસે હતાં વગેરે સર્વ હકીકત મને કહી સંભળાવ. અફસવાને સર્વ હકીકત કહી સંભળાવી, એટલે અત્તરવાળો બોલ્યો, કે તારી વાત સાચી છે હવે મને રૂપીઆની વાત સાંભરી આવી. એમ કહી તેણે રૂપીઆ હાજર કરી આપ્યા, ને તેની માફી માગી.

રા. બા. કાઠ્યાવાળાકૃત "ટચુકડી સો વાતો" નામ ગ્રંથમાંથી.




લખનાર રમણલાલ નાનાભાઈ શાહ

[ સપ્ટેમ્બર ૧૯૨૪ થી મુંબાઈ શહેર અને તેની આજુબાજુની જગ્યાઓનાં વર્ણનોને લગતી શરૂ કરેલી લેખમાળા પૈકીનો આ લેખ છે માથેરાન સુધીની મુસાફરીને લગતા લેખો અગાઉ આવી ગયા છે આ અંકમાં ત્યાંથી બોરઘાટના કુમારા સુધીના પ્રવાસનું વર્ણન છે ]

માથેરાનથી આપણે નેરળ તરફ પાછા ફરી લોનાવલા બાજુ જતી ગાડીમા હવે બેસીએ છીએ. ત્યાથી કુદરતદેવીનું અપાર સૌંદર્ય શરૂ થાય છે કરૂણાસાગર પ્રભુની અપાર લીલાનુ આપણને ભાન થાય છે દુર દુર દેખાતા ઘાટના ડુંગરા નજીક ને નજીક આવી લાગે છે અને જરાક આગળ જતા તો આપણે ડુંગરાની છેક અડોઅડ આવી લાગીએ છીએ. ગાડી ધમધમ ધમધમ કરતી, કુદતી ને નાચતી, સીસકારા કરતી ને ધુમાડાના ગોટેગોટા ઓકતી, પહાડોની કિનારીએ આગળ ને આગળ ધસે છે રસ્તો વારવાર વાંક લેતો જણાય છે, એટલે કે સર્પાકાર છે પાછળના ડબ્બામા આપણે બેઠા હોઈએ ત્યારે ગાડી પાટાપર જ્યારે વાક ( Curve ) લે ત્યારે આખી ગાડી પુર બહારમાં ચાલતી જોવાની ખુબ મઝા પડે છે એક બાજુએ ગગનમા ગાજતાં, વાદળાંથી વાતો કરતા, ભૂખરા રંગના, લીલીછમ વનસ્પતિથી મઢેલા, પહાડો ને ડુંગરાઓ, ને બીજી બાજુએ નાખી નજર ન પહોંચે એવી અતિશય ઉંડી લાંબી ને લાબી ખીણો, ને તેની તળેટીએ વસેલા બચુકલા ગામડાઓ, એ તમામ જોઈને આપણે હાલ કુદરત માતાની મીઠી ગોદમા મોજ કરીએ છીએ એમ લાગે છે.

## અદ્‌ભુત બાંધકામ

નેરળથી ભીમપુરી ચોડનુ એક સ્ટેશન છોડીને આગળ ગયા કે કરજત સ્ટેશન આવે છે અહીંથી ખાપોલી બાજુ જવાને ગાડી બદલાય છે પણ આપણે તો લોનાવલા બાજુ જવવું છે એટલે ગાડીમાજ બેસી રહીશુ આ સ્ટેશન બોર ઘાટની તળેટીમા આવેલુ છે સહ્યાદ્રિના આ પ્રચડ ડુ ગરાઓની અદર થઇને કોકણુના નીચાણુના પ્રદેશ ને દક્ષિણના ઉંચાણુના સપાટ પ્રદેશ સાથે રેલ્વેમાર્ગે જોડવાનું કામ પ્રથમ ઇ સ. ૧૮૫૨ની સાલમા હાથમા લેવામા આવ્યું જેમ્સ બર્કલી નામના એક બહુ કુશળ ને વિદ્વાન ગોરા સાહેબે આ રસ્તાના નક્ષા વિગેરે તૈયાર કરી આગગાડીના રસ્તાની યોજના તૈયાર કરી

ઇ સ ૧૮૫૫ની સાલમા ઘાટના આ વિશાળ ડુ ગરાના પેટામાથી રેલ્વે લાઇન તૈયાર કરવાની શરૂઆત થઇ અને ઈ સ. ૧૮૬૩ની સાલમા તે તૈયાર થઇ તથા પ્રજા માટે ખુલ્લી મૂકવામા આવી. ઘાટના ડુ ગરાના પેટામા અને તેની કોરે કોરે થઇને તૈયાર કરેલી આ રેલ્વે લાઇન ૧૬ માઇલ જેટલી લાબી છે તેને એકદરે નાના મોટા ૨૬ બુગદા અને ૮ નાના બુગદા છે, અને તે ઉપરાંત નાના મોટા પૂલ તો જુદા. ચઢાણ કરજત સ્ટેશનથી સમુદ્રની સપાટીથી આશરે ૧૮૬ ફીટથી શરૂ થાય છે અને ઠેઠ ૨૦૨૭ ફીટ જેટલે ઉચે બોરઘાટ સુધી ચડે છે; એટલે કે ૧૮૪૧ ફીટ જેટલા ઉંચાણુપર ગાડી ચડે છે ભયકર જણાતા અધારા ઘોર બુગદામા થઇને તે પસાર થાય છે, અને એક બાજુ નાખી નજર ન પહોચે એવા ઉંચા ને ઉચા ડુ ગરા ને બીજી બાજુ જોતા તમ્મર આવે એવી અતિશય ભયાનક ઉંડી ખીણુની કાગરીએથી કાપી કાઢેલા રસ્તાપર તે હસતી રમતી, નાચતી કુદતી ને ધમાકાના ગોટેગોટા કાઢતી સડસડાટ કરતી ચાલી જાય છે

કરજત સ્ટેશન આગળ મુબઇથી આવેલુ એન્જીન બદલાય છે અને ઘાટના ચઢાણ માટે ખાસ તૈયાર કરેલા જબ્બરજસ્ત એન્જીન

તેને જોડાય છે. ખરી ગમ્મત તો એ છે કે એક એન્જીન આગળ ને એક એન્જીન પાછળ, એમ બે એન્જીનો આગગાડીને જોડાય છે ત્યારે અંધારા ઘોર બુગદામા ગાડી પેસે છે ત્યારે એ બન્ને એન્જીનોનો ઘોઘાટ ને ધુમાડો ખુબ વધી જાય છે અને આપણે અકળાઇ જઇએ છીએ. પણ ૨-૫ મીનીટમા વળી પાછા ખુલ્લામા આપણે આવીએ છીએ અને કુદરતના રમ્ય દૃશ્યો જોવામા એવા તલ્લીન બની જઇએ છીએ કે બુગદાનો ઘોઘાટ વીસરી જઇએ છીએ.

ઉપર મુજબ જે ટનલોમા થઇનેગાડી પસાર થાય છે તે ૨૬ ટનલોની કુલ લંબાઇ ૭૭૦૫ ફીટ છે આ રસ્તો તૈયાર કરવાનો ખર્ચ માઇલે ૬૩૦,૦૦૦ રૂપિયા જેટલો આવ્યો હતો. આ રસ્તા પાછળ આશરે ૬ કરોડ ૫૦ લાખ રૂપિયા જેટલો કુલ ખર્ચ થયો છે

આમ કરજતથી આગળ આ બુગદાઓ પસાર કરી આપણે ભોર ઘાટના સ્ટેશને આવી પહોંચીએ છીએ. તેને રીવર્સીંગ સ્ટેશન કહે છે, કારણ અહીંથી આગગાડીની ગતિ બદલાય છે અને તે ઉંચે ચડવાને બદલે નીચે ઉતરે છે ભોર ઘાટ આગળથી રસ્તો પણ બદલાય છે અને આપણે જે દિશામા અત્યાર સુધી જતા હોઇએ છીએ તેથી અવળી જ દિશામા જઇએ છીએ. એટલે કે તમે જુબ કેથી પાછળના ડબ્બામા બેઠા હશો તો ભોર ઘાટથી ગાડી આગળ ચાલશે ત્યારે તમારો ડબ્બો આગળ થઇ જશે અને આગળવાળાનો પાછળ થઇ જશે.

લોનાવાલા, કારલા, ભાજા, લોહગઢ, વિસાપુર, વિગેરેની મુસાફરીના વર્ણનો હવે પછી આવશે.



# મોર



આવ રૂપાળા મોર મારે ઘેર
આવ રૂપાળા મોર.
પાણીડાં પાઉં ને ચણ નખાવું
ચોકમા ચારે કોર,
મારે ઘેર આવ રૂપાળા મોર.
—આવ૦



તારા પીંછામા હીરલા ઝબકે
શોભતા સુંદર રંગ,
નાચ કળા કરી નાચ ઉમંગે.
હું પણ નાચું સંગ,
મારે ઘેર આવ રૂપાળા મોર
—આવ૦

ટેહુક ટેહુક કરતી તારી
ઢેલડી સાથે લાવ,
ફેર ફુદરડી ફરતા તારા
ગીત મને સંભળાવ,
મારે ઘેર આવ રૂપાળા મોર.
— આવ૦

જો પેલી વાદળી જાય ગરજતી
એને તું અહિં બોલાવ,
બાદ હું બોલાવું સાથ ઉચેથી
આવ 'મેઆવ' 'મેઆવ',
મારે ઘેર આવ રૂપાળા મોર.
—આવ૦



ત્રિભોવન મોરીસ હર ભાઈ

# —ખરી વાત સાથીઆ—

રાગ અને ઢબ:— માગીએ એટલું

ચાલો આપણ રમીયે ભાઈ, નિશાળે રજા પડી,
હાલે આવે દીવાળી બાઇ,

ખરી વાત સાથીઆ.

એ તો હમને આવે નવું વર્ષ, રૂપાળુ, મનોહરૂં,
એને માટે શું શું માળ,

ખરી વાત સાથીઆ.

" તમે મન કર્યું શું આ વર્ષ ' માતા એમ પૂછશે,
સાચે સાચ કહેજે ભાઇ,

ખરી વાત સાથીઆ.

'તમે શું કરશો નવે વર્ષ ?', માતા એમ પૂછશે,
તમે કહેજો 'માતા જેવી આજ્ઞા'

ખરી વાત સાથીઆ.

સદા સત્ય જ બોલવું ભાઇ, મોટેરાંને માનવા,
એમાં સહુ વિદ્યા સમાઇ

ખરી વાત સાથીઆ.

ધીંગામસ્તી ન કરવી ભાઇ, હળીમળી ચાલવું,
રમવી રમતો નિર્દોષ,

ખરી વાત સાથીઆ.

હવે ચાલોને રમીયે ભાઇ, મઝા ખરી માણીયે,
પછી ધરીયે પ્રભુનું ધ્યાન,

ખરી વાત સાથીઆ

રમણલાલ પી. માની



# આપણો સમાજ

Society friendship and love,
Divinely bestowed upon man,
O! had I the wings of a dove,
How soon would I taste you again!



ભરદરિયે સડસડાટ ચાલતા વહાણના તોફાનમાં સપડાવાથી ટડકડાટ કરતા કડકા થઇ ગયા ને અંદરના મુસાફરો તેના અગાધ જળમાં ડુબી મુવાં. અંદરથી માત્ર એક આદમી મોજાના જોરથી ખેંચાતો ખેંચાતો એક અજાણ્યા વેરાન બીયાબાન ટાપુઆપર જઇ ચડયો. એ ટાપુઆપર પીવાને મીઠું પાણી હતું અને ખાવાને ફળ ફુલ હતાં. પણ મોટી આફત એ હતી કે ત્યાં કોઇ પણ આદમીની વસતિ ન હતી. એ જગ્યા એવી વેરાન હતી કે કદી કોઇ વહાણ તે બાજુએ આવતું જતું ન હોતું આથી તે બચારા મુસાફરને એ વેરાન ટાપુઆપર જીંદગી વીતાડવી પડી. તેને ત્યાં બધું સુખ હતું એ ટાપુઓનો તે શાહેનશાહ હતો એમ કહીએ તો પણ ચાલે પરંતુ તેથી શું! જળ વગર માછલું જીવે કે! તેને દુધમાં નાખીએ તો પણ પાણી વગર તો તેના પ્રાણ ચાલ્યા જ જવાના. એ જ મુજબ સારસ પક્ષીની નર માદાની જોડીમાંથી કોઇ ઘાતકી પારધી એકને મારી નાખે તો પછી બીજું કદી જીવશે કે! તેને મીઠા મેવા ખવરાવો, અને જોઇએ તો સોનાને પીંજરે પુરાવો. તેને એ બધું શા ખપનું! એ જ મુજબ એ કમનસીબ આદમીને બધું સુખ હતું પણ તેને માણસ વગર કેમ ગમે! આ ભારે આફતથી કંટાળી તે કમનસીબ આદમી કકળાટ કરે છે કે, " નાત જાત, દોસ્ત બીરાદરો, અને સ્નેહ, એ તો માણસ જાત પર

ઈશ્વરની અનુપમ બક્ષિસ છે ! અહા ભગવાન ! જો મને કબુતરીની પાંખો હોત,— આહ !—તો હું અહીંથી જેવો ઉડીને તે બધાની વચ્ચે જઈને પડત ! "

માણસને માણસ વગર ઘડી પણ નથી ચાલતું તે આ પરથી સમજાશે. આપણા ધર્મશાસ્ત્ર પણ પોકાર કરીને કહે છે કે "ૐ સહનાવવતુ । સહનૌભુનક્તુ । સહ વીર્યં કરવાવહૈ ।" એટલે કે અમે સૌ સાથે અમારૂં રક્ષણ કરીએ, સાથે સુખ દુઃખ ભોગવીએ અને સાથે જ પરાક્રમો બેડીએ. આમ અરસ પરસના સહકારપર દુનિયા નભે છે

## પ્રાચીન આર્યોનું ઉત્તર ધ્રુવમાંથી પ્રયાણ

પ્રાચીન કાળમાં ૩૦૦૦ થી ૪૦૦૦ વર્ષની પણ અગાઉ, ઉત્તર ધ્રુવમાં વસનારા આર્યોનાં ટોળાં ત્યાંથી નીકળી રહેવા લાયક જગ્યાની શોધ કરવાને નીકળી પડ્યાં. તેમાંથી કેટલીક જાતો એશિયામાં ને કેટલીક યૂરોપમાં ગઈ. અત્યારે દુનિયામાં ગણાવાનો ફાંકો રાખનાર ને હિંદીઓને ધીક્કારનાર કેમ અક્કલ યૂરોપીયનો પણ આર્યો જ છે તેમની નસોમાં જે આર્યોનું લોહી ભાં- રતનાં સંતાનોની નસોમાં વહે છે તે જ આર્યોનું લોહી વહે છે તેઓ ઠંડા મુલકમાં જઈને વસ્યા ને ઉજળા થયા. આપણે ગરમ મુલકમાં વસ્યા અને કાળા થયા.

પંજાબ નજીકના હિંદના પ્રવેશદ્વાર ખૈબર ઘાટને માર્ગે આર્યોનાં ટોળાં પહેલાં ઉત્તર હિંદમાં આવીને વસ્યાં. ત્યાંના જુના રહેવાસીને મારી મારીને તેમણે ભગાડી મૂક્યા. ને બિચારા દુર દુર દક્ષિણમાં નાઠા. જે ન નાસી શક્યા તે જઈને ડુંગરામાં ભરાયા. ડુંગરની અંદર જે અનાર્ય જાતો વસી તે જ આજના ભીલ, ધાણુક, કાળી પરજ દુબળા, કાકરી ને બીજી જંગલી કોમના લોકો તેઓ આર્ય ન હોતા માટે અનાર્ય કહેવાયા. આર્યો અહીં આવીને પ્રથમ પંજાબમાં વસ્યા અને ત્યાંથી સિંધ બાજુ થઈ જળ માર્ગે કચ્છ ને કાઠીયાવાડ થઈ ગુજરાત બાજુ આવ્યા. બીજી બાજુથી રજપુતાના ને માળવા બાજુ થઈને તેઓ બંગા ળા ને નીચે દક્ષિણમાં પણ ફેલાયા. છેક દક્ષિણમાં તેઓ બરાબર સત્તા જમાવી ન શક્યા.

આર્યો હિંદમાં ઠરીઠામ થયા પછી તેમનામાંના જુદાજુદા માણસોએ જુદા જુદા કામ ધંધા કરવા માંડયા. એ ધંધાને અંગે તેમના જુદી જુદી જાતો બંધાઈ ભગવાન કૃષ્ણે ગીતાજીમાં કહ્યું છે કે "ચાતુર્વર્ણ્યંમયાસૃષ્ટંગુણકર્મ વિભાગશઃ ॥"

## ચાર વર્ણોની રચના

એટલે કે ગુણ અને કર્મના વિભાગ અનુસાર મેં ચાર વર્ણો રચ્યા. એ ચાર વર્ણો તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર. વખત જતાં એ મુખ્ય ચાર વર્ણની અનેક પેટા જાતિઓ થઈ અને ૧૮ વર્ણ બની ગઈ એ ૧૮ વર્ણની

વળી પાછી પુષ્કળ શાખાઓ થઇ અને એ શાખાઓના અનેક ફાંટા પડી ગયા. આજે હિંદમાં અનેક પેટા જાતો—સે કડોની સંખ્યામાં—પડી ગઇ છે. ધર્મના પણ અનેક ફાંટા પડી ગયા છે અને એકમાંથી અનેક ફણગા ફુટી સેંકડો પંથ નીકળ્યા છે. આમ આપણી આર્ય જાતિની અનેક શાખાઓ પડી જવાથી મોટામાં મોટું નુકશાન એ થયું છે કે આપણી રાષ્ટ્રીયતાની ભાવના સંકુચિત થતી ગઇ છે.

આપણા ગુજરાતી સમાજની હાલ આપણે વાત કરીશું. અસલના આપણા વડવાઓએ જે કાયદા કાનુનો આપણે માટે રચ્યા હતા તે ઉત્તમ પ્રકારના હતા એમાં તો શક નથી. પણ ક્રમે કરીને દેશની સ્થિતિમાં જે ભારે ફેરફારો થયા છે તે જોતાં આપણા રીત રિવાજોમાં જોઇએ તેવો સુધારો થઇ શક્યો નથી. આનું એક કારણ એ છે કે આપણે 'જુનું એટલું સોનું' એવો ખોટો ખ્યાલ મગજમાં રાખીને બેઠા છીએ.

જે માર્ગે થઇને આર્યો હિન્દમાં આવ્યા એ જ માર્ગે થઇને બીજા અનેક પરદેશી અને પરધર્મીઓએ હિંદ પર ચઢાઇઓ કરી. કાળ બદલાયો, અને આપણી રહેણી કરણીમાં અનેક ફેરફ પડી ગયા. એમ છતાં આપણા જુના વિચારોમાં જોઇએ તેટલો ફેરફાર કે સુધારો થઇ ન શક્યો. એનું પરિણામ એ આવ્યું કે હાલ આપણો સમાજ ભારે દુર્દશા ભોગવી રહ્યો છે. આપણા સમાજના ખરાબ રૂઢીઓ અને રિવાજો એટલા બધા છે કે તે ગણ્યાં પાર આવે ' નથી. તેમાંના થોડાકનો આપણે અહીં વિચાર કરીશું.

## બાળ લગ્નનો દુષ્ટ રિવાજ

સૌથી ખરાબ ને સંગીનની પાયમાલી કરનારો રિવાજ તે બાળલગ્ન છે. હિંદુસ્તાનમાં બાળલગ્નને લીધે જેટલી ખરાબી થાય છે તેટલી ખરાબી બીજા કશા રિવાજથી થતી નથી. આપણા ગુજરાતી સમાજમાં નાગર, અને બીજી કેટલીક કોમો બાદ કરીએ તો બાકીની ઘણીક કોમોમાં નાની ઉમ્મરે છોકરાઓને નાનપણમાં પરણાવી દેવામાં આવે છે. ઢીંગલા ઢીંગલી જેવા નાના નાના કુમળાં છોકરાના જ્યાં લગ્ન થાય ત્યાં અરસ પરસ વરકન્યાની પસંદગીની તો આશા જ શાની રખાય ! બાળલગ્નથી નાની વયમાં જ એ વરકન્યાને સંતાન થાય છે તે તદન નમાલાં અને રોગીષ્ટ હોય છે. પરિણામે દેશની પ્રજા જે નિરોગી ને બળવાન હોવી જોઇએ તે નાલાયક, રોગિષ્ટ અને કુમળી બનતી જાય છે. વળી બાળલગ્નથી એક બીજું ખરાબ પરિણામ એ આવે છે કે પરણનાર છોકરો શરમને લીધે અથવા આર્થિક સાધનોના અભાવે પોતાનો અભ્યાસ પુરો કરી શકતો નથી. પરિણામે નિરાશા ને અરિભાઇરૂપી કટકો તેના સંસારને ઝેર બનાવી દે છે. હિંદમાં ઉંચી કોમોમાં એક વાર છોકરી વિધવા થયા પછી ફરીથી પરણી શકતી નથી. નાની ઉમરમાં છોકરીનાં લગ્ન થયા બાદ જો છોકરી વિધવા

થાય તો આખી જીંદગી ? થાય છે ખ્રીસ્તી હિંદમાં તો નહિ પણ વડોદરા રાજ્યે બાળલગ્નના અટકાવ માટે કાયદો ઘડેલો છે પણ એ તો ચોકખો નાટક છે! એનાથી બાળલગ્ન પર જોઈએ એટલો અંકુશ નથી રહી શક્યો એ કયા કરથી તે માબાપોની આંખ ઉઘડે ? ઘણી વાર તો રાજ્યના અમલદારો પોતે પણ એવાં બાળલગ્નના વરઘોડામાં ભાગ લે છે।

### કન્યાવિક્રયની ક્રૂરતા

બાળલગ્ન જેવો જ ખરાબ રિવાજ કન્યા વિક્રયનો છે એક છોકરી કદી સાસરે ન ગઈ હોય અને છેક નાની વયમાં વિધવા થઈ હોય તો પણ તે કદી ફરીથી નથી પરણી શકતી પરન્તુ એક ઘરડો ડોસો બે, ત્રણ, ચાર કે તેથી વધુ વખત પરણીને રંડાયો હોય છતા પણ ઘરડે ઘડપણ નાની છોકરી સાથે લગ્ન કરી તેનો ભવ બાળી શકે છે। કન્યાનાં માબાપને જરૂરના પ્રમાણમાં રકમ આપી એવા બુઢ્ઢા વાંદરાઓ ગમે તેટલી વખત પરણી શકે છે! આ ક્રૂર ઘાતકી રિવાજને કન્યા વિક્રય કહે છે।

### હિંદુ સમાજમાં સ્ત્રીની કિંમત!

આવી રીતે બાળલગ્ન ને કન્યા વિક્રય જેવા કુટ રિવાજ જે સમાજમાં હોય ત્યાં સ્ત્રીઓની કિંમત કેટલી હોય તે સમજી શકાય એવી વાત છે ઘણા સુધરેલા વિચારનાઓના મનમાં પણ સ્ત્રીઓ પ્રત્યે માન ને આદરભાવ બહુ જ ઓછા પ્રમાણમાં હોય છે છોકરી અવતરે ત્યારથી જ ઉપેક્ષા કરતા તેનો દરજ્જો ઉતરતો ગણાય છે. જીંદગીના છેડા સુધી પુરૂષ કરતાં સ્ત્રીનો દરજ્જો ઉતરતો ગણાયો છે આને માટે ઘણું લખી શકાય એમ છે, પણ અને જગ્યાની તંગીને લીધે તે આપણે મુલતવી રાખીશું આપણા સમાજમાં સ્ત્રી પ્રત્યે આપણું વર્તન કેવું છે તેની સાબીતી જોવી હોય તો કોઈ આગગાડીના સ્ટેશન ઉપર નજર કરજો. બગલમાં એક રડતા છોકરાને રાખી, માથે મોટી ટ્રંક કે જબરા વજનનું પોટલું ઉપાડી બીજા હાથવતી કદાચ એકાદ બાળકને દોરતી દોરતી નજિબ ભિખારી શી ચાલતી હશે. ત્યારે તેમના પતિદેવ મ્હોડામાંથી બીડીના ધુમાડા કાઢતા હાથમાંની લાકડી કે છત્રી હલાવતા નવાબજાદા વીરજીના માફક આગળ કે પાછળ ચાલતા હશે ' સ્ત્રી એ પગના ખાસડાં બરાબર છે એવી પાપી માન્યતા આવા માણસોના મગજમાં ભરી હોય છે

આમ આપણા સમાજમાં સ્ત્રીઓનો દરજ્જો ઉતરતો હોવાનું ભયંકર પરિણામ એ આવ્યું છે કે આપણે તેમની જરૂરીયાતો તરફ તો બેદરકાર બન્યા જ છીએ, પણ તેમની કેળવણી તરફ પણ આપણે મીંડું વાળી દીધું છે તેઓ અજ્ઞાનને લીધે અનેક પ્રકારના વહેમમાં જ ગળાડૂબ્યાં રહે છે ત્યાં

સ્ત્રીઓ અજ્ઞાન ત્યાં તેમનાં બાળકોના શુભ સંસ્કારની આશા જ શી રાખવી ! પરિણામે બાળકો નાનપણમાં તેમની માતાઓ પાસેથી કાંઇ જ શિક્ષણ મેળવી શકતાં નથી.

### રડવા કુટવાનો નિર્લજ્જ રિવાજ

આપણા લોકો રૂઢીના ગુલામ બન્યાં છે. રડવા કુટવાના રિવાજ વિષે ઘણું લખી શકાય એમ છે. કોઇ મરી જાય ત્યારે બૈરાં નિર્લજ્જ બની શેરી કે મહોલ્લાને મોખરે બેસી ભેગી થઇ ધડાધડ તોપો છુટે તેમ છાતીપર કુટાકુટ કરી મુકી બેશરમ રીતે હાયવોય કરી છાજીયા લે છે એ દેખાવ જોઇ આપણને શરમના માર્યા ભોંયમાં સમાવાનું મન થઇ જાય છે. આ રડવા કુટવાના રિવાજને લીધે તેમની છાતીપર સખત ધક્કા પડે છે. નબળા ફેફસાંવાળી સ્ત્રીઓને તે ઇન્ફ્લુએન્ઝા અથવા બીજા છાતીના રોગ ઘણીક વાર થઇ આવે છે.

આમ આપણા સમાજના અનેક દુષ્ટ રિવાજોની ગણત્રિ કરતાં પાર આવે એમ નથી. બીજા કેટલાક રિવાજો વિષે આપણે હવે પછી વિચાર કરીશું અને તે રિવાજોને નાબુદ કરવાને માટે આપણે શું કરવું જોઇએ તેનો પણ વિચાર કરીશું

---



### ચંપો

ચંપો તો કળી કળી આવે જો,
વચ્ચે તો ભમર છડી આવે જો.
ભાઇ તો નાનકડીનો ભોળો જો,
ભાભી તો ફુલ ચુંટી લાવે જો.
તે ફુલ માળીડાને આપ્યા જો,
માળીડો તો ગજરા ગુંથી લાવે જો,
એ ગજરા કયી વહુને શોભે જો
એ ગજરા દુર્ગા વહુને શોભે જો;
દુર્ગા વહુ તો સાસ ને ગુસાસ જો
મોટાભાઇ તો વાડી વાડી જુએ જો,
ચંપો તો કળી કળી આવે જો,
વચ્ચે તો ભમર છડી આવે જો.

સંપાદક.—શ્રી. રક્ષા દેસાઇ




લખનાર —શ્રી હરિલાલ પ્રભુલાલ છાયા, બી એ એલએલ બી.

એક બ્રાહ્મણની સ્ત્રી બહુ જ અકોણી હતી. તેને જે કોઇ કા
કહે તેથી ઉલટુ જ તે કરતી હતી. એવી સ્ત્રી ધણીના હાથમા શાન્
હોય ? બિચારો બ્રાહ્મણ તેનાથી હાથ જેવડી જીભ કાઢી ગયો હતો
ગામમા સૌ તેને અવળચંડી કહેતા.

એક દહાડો પોતાના મિત્રઆગળ બ્રાહ્મણ રોદણા રડતો
હતો, " શુ વાત કરૂ ભાઇ, મારી બાઇડી મને જરાય ગાંઠત
નથી ! હુ કહુ વડ તો એ કહેશે પડ ! હુ કહુ કે આજે બહા
જવુ નથી તો એ પરાર બ્હાર ગયા વિના રહેવાની નહિ. કો
વેળા કારણસર જલદી રાંધવાનુ કહીએ તો ભૂખ્યુ જવુ પડે એ
શાક નાખ માદા પડીએ ત્યારે પુરી બદબખ્તી ! પાણી માગીએ તે
તરસ્યા મરીએ ! અમૂંઝને લીધે ખાવાની ના પાડીએ તો મ્હોંમ
વેલણ નાખી પરાણે કૂચ ઠાંસે ! મારે જે કરવુ હોય તેનાથી ઉલ
કહુ તો કામ થાય છે પણ કમભાગ્યે સવળુ બોલાઇ જાય તો ભો
મળે છે ! ઘરમા કમ જાણે પોતે જ ધણી રણી હોય અને હુ કર
લેખાના જ ન હોઉ એમ વર્તે છે હુ તો હવે કાયર થઇ ગયો છુ
શુ કરવુ તેની કશી સમજ પડતી નથી ! "

મિત્રે કહ્યુ, " એમ પોચો શુ થાય છે ? જરા આંખ દેખ
તો ગંડે એટલે ઠેકાણે આવી જશે. "

" ઠીક છે ' કહીને બ્રાહ્મણ ઘેર આવ્યો તો બાઇ સાહેબ
જમી રહીને વાસણ માજતા હતા પતિશ્રીને દૂરથી જોતાં જ ઉ
ઉપર તગારા મારતી વેળા બબડાટનું મ્હો થઇ જાય તેવું મુખારવિ
થઇ ગયુ. પણ તેની પરવા ન કરતા બ્રાહ્મણ હિમ્મત ધરીને પા

બંધ કર્યો. વાણીઆ. ઠાઠ્ઠીમાના દીકરા અને પાછા અગમ બુદ્ધિના, એટલે જે કામ કરે તે વિચારીને કરે તેથી અડવાને તેઓએ બહુ માર્યો નહીં.

એક વાણીઆએ અડવાને કહ્યુ "આવુ તમારે રોજ હોજો; આવુ તમારે રોજ હોજો" એમ કહેતો કહેતો જા

અડવો ત્યાથી વાણીઆની શીખામણ માની આગળ ચાલ્યો. ગામ બધુ વટાવીને તે ગામબહાર નીકળ્યો. ત્યા ઢેડવાડો આવ્યો. ઢેડવાડામા આગ લાગી હતી ઘરો અને છાપરા ભડભડ બળી રહ્યા હતા. ત્યા આપણો અડવો, "આવુ તમારે રોજ હોજો, આવું તમારે રોજ હોજો," એમ મ્હોએ બોલતો બોલતો આવી પહોચ્યો.

ઢેડાઓ એક તો આગને લીધે ગુસ્સે થઇ રહ્યા હતા તેમા વળી અડવાએ આવીને બળવામા ઘી હોમ્યુ અડવાનું કહેવું સાંભળીને બેચાર ઢેડાઓ દોડયા કેની તે અડવાને બિચારાને બહુ મારવા લાગ્યા. પણ એક ઢેડાને દયા આવવાથી તેને છોડાવ્યો. અડવાએ એકદમ ત્યાથી કપટાબંધ ચાલવા માડ્યું, પણ એક ઢેડાએ તેને ઉભો રાખીને કહ્યુ "એઇ મૂરખા ! જો કોઇ ઠેકાણે અહી ની માફક બળતુ હોય ને આગ લાગી હોય તો તેને બુઝાવી નાખવી ! ત્યા જઇને અમે તેમ બોલવુ નહી સમજ્યો ? ચાલ જા હવે."

અડવો ત્યાથી આગળ ચાલ્યો. બે ત્રણ ગાઉ ચાલ્યો હશે એટલે અડવાના સસરાનુ ગામ આવ્યુ ગામમા પેસતા જ કુભાર વાડો આવ્યો. અડવો આખો દિવસ ચાલી ચાલીને, ને માર ખાઇ ખાઇને ખુબ થાકી ગયો હતો એટલે તે એક કુભારના ઓટલા ઉપર બેઠો. થોડીવાર થાક ખાધા પછી જેવો તે ત્યાથી ઉઠવા જાય છે, ત્યા તો તેણે ભગવાન સૂર્યનારાયણને પશ્ચિમ દિશામા આથમી જતા જોયા.

અડવાની ફોઇએ તેને સૂરજ આથમે ત્યા જ વાસો રહેવાનુ કહેલુ હોવાથી, તે જ ગામમા અડવાનુ સાસરૂ હોવા છતા ફોઇના ફરમાનનું ઉલ્લઘન કરી તેનાથી સાસરે કેમ જવાય ? તેથી તેણે કુભારના ઓટલા ઉપર રાતવાસો રહેવાનો પાકો ઠરાવ કર્યો.

કુભારે તેને કાઇક કોઠ કોટ ખાવાનું આપ્યુ, અને એક માટીના કોરા ઘડામા પાણી લાવી આપ્યુ

રાત પડી એટલે કુભારે ઘર બહારના ઓટલા ઉપર અડવાને સુવા માટે પથારી કરી આપી આખા દિવસનો અડવો થાકી ગયેલો હોવાથી પથારીમા પડતાની સાથે જ ઘસઘસાટ ઉઘી ગયો

પણ અડવો આખી રાત ઉઘ્યા જ કરે એવો નહોતો તો! બરાબર મધરાતે અડવો જાગ્યો. પથારીમા બેઠો થયો એટલે તેને એમ લાગ્યુ કે કોઇ જગ્યાએ ધુમાડો નીકળે છે તે એકદમ ઓટલા પરથી નીચે ઉતરી તપાસ કરવા લાગ્યો, તો તેને જણાયુ કે કુભારના ઘરના વાડામાથી ધુમાડો નીકળે છે કુભારના ઘરની દિવાલની બાજુએથી અડવો એકદમ વાડામા ગયો ત્યા કાચા વાસણો પડી તેને પકવવા માટે કુભારે વાડામા બે નેભા સીંચી અંદર ઘાસ તથા બીજુ કચરુ નાખી સળગાવેલ હતા. તે નેભા અડવાની નજરે પડ્યા અને તેમાથી ધુમાડો નીકળતો પણ તેણે જોયો!

અડવાને ડેડાએ કહ્યુ હતુ કે "બળતું હોય તે હોલવવુ" તે એકદમ યાદ આવી ગયુ! પણ હવે એ બળતુ હોલવવુ કેવી રીતે તેના વિચારમા અડવા ગુચાયો. પણ અડવા એમ હિમત હારી જાય તેવો નહોતો! નેભાની પાસે જ બેચાર લાબા સાગટા પડેલા હતા તેમાથી એક અડવાએ હાથમા પકડયો, અને નેભામા મારવા મડયો. એક કલાકના તો નેભામા પકવવા સીંચેલા કુભારના બધા વાસણોનો અડવાએ ભાગીને ભૂકો કરી નાખ્યો અને તે સાથે જે કચરો નેભામા બળતો હતો તે પણ બુઝાઇ ગયો.

કોઇ લશ્કરના સેનાપતિએ એકાદ મહાન કિલ્લો ધણી મહેનતે જીત્યો હોય તેની માફક અડવો મલકાતો પાછો પોતાની પથારીમા જઇને સુઇ ગયો અને નિરાતે ઉઘી ગયો.

સવાર થયુ એટલે કુભાર ઉઠયો અને વાડામા ગયો તો તેની પહેલી નજર વાસણના નેભા ઉપર પડી વાસણનો ભૂકો થઇ ગયેલો જોઇને કુભાર તો બિચારો રડવા જેવો થઇ ગયો, કારણ

કે એ વાસણુ ઘડતાં એને બહુ મહેનત પડી હતી અને તે સાથે એ વાસણના એને ઘણા પૈસા ઉપજવાના હતા.

કુભારે બીજા બે ચાર કુભારોને આગળને બારણે બોલાવ્યા અને તેમને વાસણની દશા બતાવી.

કુભારો પણ વિચારમા પડી ગયા અને કોઇ કંઇ, તો કોઇ કંઇ, એમ પોતાના વિચારો જણાવવા લાગ્યા. અડવાએ આ પરાક્રમ કર્યું છે એવો તો કોઇને વહેમ સરખો પણ આવ્યો નહી.

કુભારો એમ વિચારમા હતા એટલામાં આપણા અડવા ભાઇ જાગ્યા. કુભારોને એકઠા થયેલા જોઇને અડવો બોલ્યો: "કેમ રે! દિવાળીઆના દીકરાઓ! તમે કેમ અહીં એકઠા થયા છો? તમે કેવા મૂરખા છો? આખી રાત ઉંઘ્યા જ કીધુ! એ તો સારૂં થયુ કે રાતે હું જાગ્યો, નહી તો બધુ બળીને 'ભસમ'ની થઇ જાત!"

કુભારોને નવાઇ લાગી કે વળી ક્યાં આગ લાગી હતી? તે જાણવા માટે એકે પૂછ્યું, "ક્યાં આગ લાગી હતી? અને તે કોણે બુઝાવી?"

અડવો ઓટલા ઉપરથી નીચે ઉતરી બોલ્યો. "અરે એ તો આ બંદાનું કામ! એ કામ બધાથી ન બને. એ તો હાથીનો ભાર તે હાથી જ ઉપાડે! તમે બધા રાતના સૂઇ ગયા ને આ ઘરના વાડામા આગ લાગી. હુ એકદમ ત્યાં દોડી ગયો અને એક લાકડી લઇને મચ્ચોને તે એક સપાટામા બધા વાસણનો ભૂકો કરી આગને એક ચપટી વગાડે એટલામા બુઝાવી નાખી!"

હવે જ કુભારોને ખબર પડી કે વાસણનો ભૂકો કરનાર બીજુ કોઇજ નહીં પણ આપણો આ રતન (!) મહેમાન જ છે કુભારોએ અડવાને ઓટલા ઉપરથી ખેચી પાડયો અને ખુબ મેથીપાક જમાડયો.

છેવટે જ્યારે અડવાએ કહ્યું કે, " હું તો તમારા ગામના વીરચંદ વાળીઆનો જમાઇ થાઉં છું, " ત્યારે જ કુંભારે તેને છોડ્યો.

અડવો ત્યાંથી હાતપુપાળી કર્યા વગર જ સસરાને ત્યાં ગયો. ત્યાં જઇને તેણે કેવી કેવી અક્કલ દોડાવી તે બાળકોને ઉપયોગી ન હોવાથી આપણે અડવાની વાતને અહીં જ પૂરી કરીશું





## પુત્ર જન્મ

આજ ઉગ્યાં અરૂણાં અજવાળા રે :
મારે આનંદે હૈયા ઉછાળા ! ૧
પુષ્પ ખીલ્યાં ઉદ્યાને સહવારમાં રે :
આજ ફુલડું ખીલ્યુ એ સંસારમાં ! ૨
એક આભને આરે બાળભાનુડો રે :
બીજો પારણીયે શોભે બાળ કાનુડો ! ૩
હતાં ઉભાં આશાતણે આંગણે રે :
આજ ઉભાં તેને જ ઓવારણે ! ૪
' પુત્ર એટલે છે પ્રગતિ ' દૃઢ શ્રુતિ રે :
આજ તેની જ થાતી અનુભૂતિ ! ૫
શોભે એથી સંસાર સોહામણો રે :
પામો પ્રભુતા એ પુત્ર કોડામણો ! ૬

જનાર્દન પ્રભાસકર




લખનાર -પરેશ દેસાઈ શંકરલાલ

તેણે મને તેની ૩૬ આપી.

બાવાને ૨૨એ કહ્યું કે oneમા જાવ

મણીલાલની વહુએ કહ્યું કે ૬ભી પઠાવા ચાલો

મને કાળાના Bઆ બહુ ભાવે છે

૬મનલાલે કહ્યું કે ઓઢવાનો ૪સો લાવો.

તમે ૧લા જશો નહિ.

તમે મને તે ૩૬ના બોલે ૩ રૂપીઆ આપો.

તેઓ ૧૨ ગયાં છે

તેણે ઘોડાને આBook મારી.

તેના તેણે ભાone રૂપીઆ આપ્યા.

તમે તમારી બેરીને ૧૨ઇઠ સાડી ના પહેરાવો.

નહિ તો oneહી જશે.

હું આવતી કાલે oton જવાનો છું

તે ઠાલાપુર ક્યારે જશે ?

oારસીના તહેવાર ક્યારે આવે છે ?

આજે ૧૨અથ થઈ નથી.

આજે તો રામ ૬મી છે.

મેં વાર્તા ૬પાવી છે.

અષાઢી ૧આ૧૦૪ ને દિવસે ૬આ પડે છે.

૧૦એશની ૧ારી વડોદરામાં ચડે છે

હવે ૬one '૧લા જેવું ઘેરઘેર વચાતું નથી

આ ભાone મહીનો આવે છે

તે ડોસાની ૪૨૦૦મા લોહી ધીમે ધીમે વહે છે

આખરે ૧૨ઓટે તેની આંતં જણાવી.




લખનાર શ્રી. જ્યોત્સ્ના શુક્લ

રોહિણી અને મધુમતિ બે સરખી વયની છોકરીઓ છે. બંન્નેને અને બે પણ ખરૂં. રોહિણીનો અવાજ તીણો છે અને મધમાખીની પેઠે ગણગણ ગણ કર્યા જ કરે છે એટલે અમે એને મધમાખી કહીએ છીએ.

ઉમ્મરે નાની હોવા છતાં બેઉ સખીઓ બહુ ઉદ્યમી, ચપળ અને ડાહી છે. ધોયલાં કપડાં, ઓળેલા વાળ, અંબોડાપર પોતાને હાથે બનાવીને બાંધેલાં ગજરા ને આનંદી, હસતાં મ્હોં જોઈને અમે પણ બાળક થઈને એમની સાથે રમવા લાગીએ છીએ.

મ્હોટેરાંઓ જે જે કંઈ કરે તે ધ્યાન દઈને જોવાની, તેની બરાબર નકલ કરવાની, અને નવું નવું શીખવાની એમને બહુ ટેવ છે

તેમાંની પણ તેવાં જ આમળાના ઝાડ પર ચઢીને આમળાં પાડવાં હોય તો આ બે જણીને કહેવું. કહો દોરી સાથે પથ્થરવાળી કનકવી જતી હોય તો અધરે જઈને પકડવામાં એમનો નંબર પહેલો. બારણાં બંધ કરીને કોઈ માણસ ઘરમાં બરાબ બેઠું હોય ને બારણાં ઠગમગાવી નાંખવાં હોય તો આ બે સખીઓને એ કામ સોંપવું.

કોઈ કોઈ ખરાબ ટેવ પણ એમનામાં ખરી. બપોરની રજાના વખતે નિશાળ પાસેના એકાદ ઝાડ પર ચઢીને ડાળી પર બેઠા બેઠા નીચે રમતી છોકરીઓને મઝાથી જોયાં કરવી, ને વર્ગ ચાલતો હોય ત્યારે પાણી પીવા જવું અથવા ગરબા ગવાતા હોય ત્યારે રમવા માંડવું એવી એવી બીજી બાળકોનો જેવી કેટલી ટેવો એમનામાં પણ છે, પણ બુદ્ધિ સારી અને શીખવાની ખંત વધારે એટલે તોફાન પણ કરે ને વઢે પણ ખરાં. મઝા ને આનંદ ખુબ કરે એટલું ખરૂં.

આપણા તહેવારોમાં એ થોડા ખુબ મ્હાલે ને ખુબ રસ લે. હોળી, અલુણાં, બળેવ, જન્માષ્ટમી, નવરાત ને પૂનેમ, દીવાળી ને એવા એવા મ્હોટા તહેવારોએ તો એમના આનંદ ને ઉલ્લાસ ઉછળી ઉછળીને બહાર પડે. એ આનંદમાં એવાં મસ્તી તોફાન ભર્યાં હોય કે મોટી વયનાં માણસોને પણ એમની સાથે તોફાન કરવાનું મન થઈ જાય.

નવરાં બેસવું તો એમને ગમે જ નહીં. કંઈ ને કંઈ કરતાં જ હોય. સવારમાં જોઈએ તો બારણું વાળી ઝૂડી ને સાથીઆ પૂરતાં હોય. સાંજે જોઈએ તો ફુલ લાવવામાં કે ગજરા કરવામાં ગુંથાયાં હોય. જ્યારે જોઈએ ત્યારે કંઈ મીઠું મીઠું ગાતાં જ હોય !

જાણે હસતું પંખી ! એક દીવાળી વખતે તો એમણે ખુબ મઝા કરેલી. ધનતેરસનો દહાડો. હશે રાતના એક વાગ્યા હતા. એ વખતે રસ્તાની બરાબર વચમાં ચારપાંચ છોકરીઓ ને બે ચાર છોકરાનું ટોળું કોઈ ભારે કામમાં ગુંથાયું હોય એમ બેઠું. કોઈક વાર હસવાનો ને ધીમીધીમી વાતોનો ગણગણાટ કાને પડતો. કોઈક વાર એકાદ જણ ઉઠીને ક્યાંક જતું ને દોડતું દોડતું પાછું આવતું. મ્હેં પૂછ્યું "શું કરો છો ?" મધુમતિએ નીચું જોઈ ખડખડ ખડ હસતાં કહ્યું રોહિણીએ કહ્યું "અમે ધનતેરસ કરીએ છીએ." એ ધનતેરસ તે શું હશે એ જાણવાનું મને મન થયું ને રસ્તુજ્યાં મ્હેં જોવા કર્યું. થોડી વાર પછી એકાએક લાલલીલી દીવાસળીઓ સળગી. એકદમ બધાં સાથે હસી પડ્યાં ને દોડીને આઘાં જઈ ઉભાં રહ્યાં. ને પછી ત્યાં તો—

**ઓ હો હો હો !**
**સૂ ઉઉ કરતી, સરરર થરતી,**
**કોઠી ફૂટી ફુલ પાડતી**
**ને ત્યાં તો ઓ !**
**'ધડાક ધમ 'ના ધણા ભડાકા,**
**બધુંક જેવા ફુટ્યા ફટાકા !**

એ બધું શું થઈ ગયું ? તોફાન જ તો ! ધનતેરસનો તહેવાર ઉજવ્યો ! વચ્ચો વચ એક ન્હાનો સરખો સાથીઓ પૂર્યો હતો. તેના પર એક કોઠી મૂકી હતી. કોઠીની આસપાસ ચાર જામગરીઆ ફટાકા મુક્યા હતા ને દરેક મોટા ફટાકાની આસપાસ પાંચ પાંચ ન્હાના ફટાકા ગોઠવ્યા હતા. બાટલું ગોઠવ્યું હોય તેમ બેપાસ બે જુદીજુદી જાતના ડબા મુકીને તેમાં થોડા થોડા ન્હાના ફટાકા હતા. પછી લાલ લીલી દીવાસળીથી આ બધું સામટું સળગાવીને બાળકો આઘાં ખસી ગયાં ને બધાની રમુજ વચ્ચે આ પચરંગી દારૂખાનાએ જુદા જુદા અવાજ ને તરેહવાર દેખાવ કરીને ખુબ આનંદ આપ્યો.

બીજે દિવસે સવારમાં ઉઠ્યાં ત્યારે મહોલ્લાનાં બધાં ઘરોનાં બારણાં આગળ સુંદર સાથીઆઓ પુરેલા હતા ને તેમાં રોહિણી ને મધુમતિના ન્હાનકડા હાથોએ લખ્યું હતું, "આનંદ કરો."

---

# બાલુડાં





એ તો આંગણના રોપ,
એ છે આશાની જ્યોત,
એ તો જિંદગીના ઓપ—
કાલાં પ્યારાં બાલુડાં બચુડાં બધાં—૧

એ તો દેવોના ધન,
એની માતાનાં મન,
છે એ દેશનાં રતન.—
પ્યારા મુખડાં અનેરાં ગુલાબી બધાં—૨

વિશ્વ વાડિકા સંસાર,
માહીં રોપ નર નાર,
છે યુવાનો મધુમાસ—
ખીલ્યા બાલ લાલ, હાલાં પેલુડાં બધાં—૩

એવા દેવોનાં દાન—
જે છે સ્વર્ગના સમાન—
ઓલે પૂજ્યા ભગવાન
દિલ-ભાગે વધાવો દેવોના સંતાન.
પ્યારા મુખડા અનેરા ગુલાબી બધાં—૪

—પરાગ

# ટાઢું ટબકીયું

લખનાર —શ્રી. નાગરભાઈ ઇ પટેલ

"અરે ભલા ભગવાન ! આ રાંડ્યા ટાઢા ટબકીયાએ તો મને કાયર, કાયર કરી મુકી ! હું વાઘથી નથી બ્હીતી, સિંહથી નથી બ્હીતી, હાથીએ નથી બ્હીતી, પણ આ ટાઢા ટબકીયાથી તો એટલી બ્હીઉં છું કે ન પૂછો વાત !' એક ઘરડી ડોશી પોતાના ઝુંપડામાં બેઠી બેઠી આમ બબડતી હતી.

ભાદરવા મહિનાના દિવસ હતા ને અચાનક માવઠું પડ્યું હતું. ભાંગી તૂટી ઝુંપડીમાં ઘરડી ડોશીથી ટાઢ ને વરસાદ બેનો ત્રાસ વેઠાતો ન હતો.

ગામને છેડે ઝુંપડું હતું ને એક વાઘ એક બાજુ બાકોરામાંથી અંદર જોઈ રહ્યો હતો. લાગ મળતાં તો તે ડોસીને ખાઈ જાત, પણ ડોસીની વાત સાંભળી તેને નવાઈ લાગી કે આ ડાશીએ મોટું ટબકીયું ક્યાંથી આવ્યું ! ડોસી નથી બ્હીતી મ્હારાથી કે સિંહથી અને એનાથી બ્હીએ છે માટે એ તો મારાથીયે મોટું હશે ! નાસ રે ! મ્હારા બાપ ! નહિ તો ખાધાસ્વો ને !

ડુમ દબાવીને વાઘ તો જાય નાઠો. નાસતો નાસતો જ જંગલમાં ગયો.

સામેથી ચુપચાપ કોઈક એક ખુણામાંથી આવ્યું ને કુદકો મારીને વાઘના કાન પકડ્યા ને ફલાંગ મારીને તેની પીઠે બેઠું ! પાછળથી બે ડફણાં માર્યાં. કમા કુંભારનો લાલિયો નાસી ગયો હતો. જ્યારે જાય ત્યારે જ ગામમાંથી જડે એટલે કમો લાલીયાને શોધવા ખુણામાં સંતાયો હતો. નસીબ જોગે વાઘ જ એ રસ્તે આવ્યો એટલે તેને લાલીયો સમજી કમાભાઈ તો ઝટ લઈને કાન ઝાલી તેની પીઠપર ચઢી બેઠા હતા.

થોડીવારે વાદળાં વેરાયાં ને ચંદ્રમા પ્રકાશ્યો. અજવાળામાં કમાભાઈએ પોતાની ભૂલ જોઈ લાલીયાને બદલે પોતે તો ખાસ્સા વાઘ પર બેઠા હતા ! હવે ક્યાં જાય ! પાંદડાની પેઠે તે તો ધ્રુજવા લાગ્યો.

વાઘની બ્હીકનો પણ શુમાર નહોતો. ટાઢું ટબકિયું તેની પાછળ પડીને પીઠ પર ચઢી બેઠું હતું ! ડુમ દબાવીને તે તો નાઠો જ જાય ! આગળ પાછળ જુએ તો બાપના સોગન !

જતાં જતાં એક જંગી વડ આવ્યો. તેની વડવાઈ ઝાલીને કુંભાર ઉંચે ચઢી ગયો ને વાઘ પણ દોડી ગયો ! બેઉ સમજ્યા કે બલામાંથી છૂટ્યા !

આગળ જાતાં વાઘને વાઘણ મળી. વાઘણ પુછે ' કેમ દોડો છો ?'

# દીપાવલી

દિવાસળી આવી દિવાળી રૂપાળી,
બધાં પર્વથી શ્રેષ્ઠ દીઠી દિવાળી,
દીઠો ઓર આનંદ દીપાવલીનો,
તહેવાર એ રામનો કાળજુનો. ૧

સીતાને છોડાવી રઘુવીર આવ્યા,
સતિને મહાકષ્ટમાંથી મૂકાવ્યાં,
મહા દુષ્ટ રાવણતણો અંત લાવી,
પ્રજાને મહા ત્રાસમાંથી છૂકાવી. ૨

લઇ સંગ સીતા વળ્યા ચૌ વર્ષે,
રહી ગાજી આખી અયોધ્યા સહર્ષે,
બધાં હર્ષથી ઉજવે દિન એવો,
મહા મોજથી ખાય મિષ્ટાન્ન મેવો. ૩

ભડાકા તડાકા કરે સૌ અવાજો,
હજારો શિશુઓ કરે પોપ ઝાઝો;
હજારો વિધિ એમ આનંદ માણે,
રૂડાં રામ સીતા પધાર્યાં તે ટાણે. ૪

રચાવી સહુ બારણે દીપમાળા,
ઝગે દીવડા તેજવાળા રૂપાળા,
દિવાળી પડ્યું નામ દીપાવલીનું,
રૂડા રામના રાજ્યની યાદગીનું ૫

પશુ સૌ સુખી એ દિવાળી પ્રસંગે,
દિવાળી કરી વસ્તિએ રામ સંગે,
મળ્યા રામનાં રાજ્ય બોણી દિવાળી,
અમોને પ્રભુ આપ એવી દિવાળી. ૬

દુર્લભજી ભવાનીશંકર જોશી

# ફુલવાડી

## ઈશ્વર સ્તુતિ

વિશ્વ તણા આધાર, વંદિયે વિશ્વ તણા આધાર (૨) .ટેક.
જડ ચેતનને તે જ બનાવ્યા સરવે સરજનહાર વંદિયે૦
કીડી કુંજરને તૃણ કણને પ્રેમે પોષણહાર વંદિયે૦
રાય રંકને એક ગણીને પ્રભુજી પાલનહાર વંદિયે૦
સત્ય ધરમથી વિચરનારનો હુ છે તારણહાર વંદિયે૦
વંદન કરીએ ચરણકમલને મંગલ મંગલકાર વંદિયે૦

કમળાકાન્ત ચેલીયાવાળા

---

## બાળકોને નવા વર્ષની શુભેચ્છા

(આપણા પરેવાના સૂરમાં)

સુંદર, કોમળ, મુખ દીસે તમ બાળુડાં !
એ દરશનથી સઘળાં દુઃખ ભૂલાય જો,
હાસ્ય શી ગાલપરે વિલસી રહે,
ન્હાના હૃદયો પણ અદમે ઉલ્લાસ જો—સુંદર.
જગના પાપી રૂઆવો નીરખી તમે,
નજર અમારી ત્યાં તમ શાન્તિ-ધામ જો,
કરૂણામય ઈશ્વર કે તમને મોકલ્યા
જન-દુઃખ હળવા કરવા જગમોઝાર જો—સુંદર.
હસતા વ્હાલા હરદમ પૂર ઉલ્લાસથી,
રડતા એ સુંદર લાગો કંઇ વાર જો,
મધુરી આંખે ભાવો દિવ્ય રમી રહે,
વ્હાલુડાં ! શા લાવ્યા પ્રભુ-પેગામ જો !—સુંદર.
રહો નિરોગી વ્હાલાં ! નવલા વર્ષમાં,
માતપિતાને હૃદય ભરી આનંદ જો,
ચેતનભર ! ભાવિ આશા ! ગૂજરાતની,
તમ ચરણે - ઘર બનતા નંદન વન જો—સુંદર

વિવિક્ષુ

## બાલ-કુસુમોને નવા વર્ષની આશિષ

ગઝલ

અમારા દેશને બગિચે, મધુરાં બાલફુલ ખીલે !
સુવાસિત સૌ જગત કરતા, પ્રભુતા પ્રેમથી ઝીલે !
હસાવી માતને હસતા, ખીલાવી તાતને ખીલે !
પડે કે આખરે ત્યાં તો, જુએ મા સામું મુખ વીલે !
બહીને બ્રહ્મચારીઓ, થશે મજબુત શું દિલે !
ગજવશે એ દિગંતોને, સ્વદેશી ભાવના ઝીલે !
કલા કારીગરી ઉદ્યમ, ખીલાવી દેશમાં ખીલે !
નકર નવ નોકરી લેશે, સદા નિજ બાહુ બળ ઝીલે !
અને સદ્ગુણ સુવાસે એ, જગતમા નામના કરશે !
ઉજાળી મુખ માતાનાં, ફરજમાં બેશ નવ કરશે !
અહો ! એ બાલ-જીવન હો ! નવા વર્ષે અહું બળિયું !
મણિમય ભાવિ મહાપુરૂષો ! કૃપા આશીવિષે માગુ !

—પાદરકર

## જીવનનો ઉદ્દેશ

સોરઠા

જીવનનો ઉદ્દેશ હો પરહિતની સાધના,
ફળ ઇચ્છા નહિ લેશ કર્મતણી આરાધના,
વિશુદ્ધ પ્રેમ હમેશ મોટું ધન જીવનતણું,
નિસ્પૃહતા પરમેશ સુખ નિર્ભ્રાન્તિ શાન્તિનું
નહિ સ્વાર્થ લવલેશ સ્વદેશ સેવે બાળકો.
દૂર દેશથી દ્વેષ કાળ થશે સૌ કલેશનો.

રા. મોહનલાલ જગન્નાથ પાઠક

## બાળક

પ્યારાં બાળક ! હૃદય શુદ્ધ, મન શાંત તમારાં,
તમે જ જનની-જનક વશ નયનન ઉજિયાળાં;
તમે જ સહુ સુખ-સાજનરાજ, ગુણ-ગૌરવ ધન છો,
અવનિતલના પ્રકટ પરમ પ્રિય રમ્ય રતન છો;
તમમાં જાગ્રત જ્યોતિ છો, તમે સ્વદેશ અભિમાન છો;
ભારતીય હિતને કાજ, તમે જ સહુ સામાન છો.

રમનલાલ મોતીભાઈ દેસાઈ



# વીર રજપુતાણી

લખનાર રા. બ. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા

એક શૂરો યોદ્ધો શત્રુ સામે જવા સારૂ ઘોડે બેસી તૈયાર થયો. પોતાની સ્ત્રીને તેણે કહ્યું, જાઉં છું, સાચવજો. સ્ત્રી બોલી, સુખેથી જાઓ ને ફતેહ કરી પાછા આવો. તે થોડેક જઈને પાછો આવ્યો, ને કહેવા લાગ્યો, જો જો હો, આબરૂને ધક્કો ન પહોંચે. સ્ત્રી બોલી, આબરૂનું રક્ષણ કરનાર શ્રી રામચંદ્રજી છે રજપૂતાણી આબરૂ કદી લુટાવા ન દે. તે કેટલેક જઈને વળી પાછો ફર્યો, ને બોલ્યો, મને તમારે માટે ચિંતા બહુ રહે છે કદી શત્રુ આવીને જુલમ કરે તો ! જરા થોભો, કહી સ્ત્રી ઘરમાં જઈ કટાર લઈ આવી ને બોલી, તમને જેનો ભય છે, તે સાથે જ રાખો. એમ કહી તેણે પોતાનું ડોકું કાપી નાખ્યું ! લોહીથી નીગળતું ડોકું ગળે બાંધીને તે યોધ્ધે ઘોડો દોડાવી મૂક્યો. *

---

* આ વાર્તા તથા પાન ૮૯–૯૦ ઉપરની વાર્તાઓ " રમુજી સો વાતો " માંથી કર્તાની પરવાનગીથી લીધી છે. તે ચોપડીના કુલ પાંચ ભાગો સચિત્ર બહાર પડેલા છે તેમાંના બીજા ભાગમાંની આ વાતો છે.



સૂચના.—દરેક બાળકે જવાબ લખવાં પહેલાં મથાળે પોતાનું પુરૂં નામ, ઠેકાણું અભ્યાસ અને ઉમર લખવા. ઇનામ મળવાથી વખતે કયા અંકમાં આ નઆપી છું ઇનામ આવ્યું છે તે જરૂર લખવું

## માત્ર ગ્રાહકોને માટે જ ખાસ ઇનામી હરિફાઇ

"બાળજીવન"નો આ દીવાળી અંક તમારા મિત્રો અને સગાંવ્હાલાંઓને બતાવો. તેમને ગ્રાહક બનવાને લલચાવો. તેમને "બાળજીવન" કેટલું ઉપયોગી છે તે સમજાવો. તમારી આ મહેનતના બદલામાં નીચેના લખેલ નોંધની સારરૂપે મળશે.

(અ) ૧ ગ્રાહક કરી મોકલનારને-અમારી વાર્તાઓ, ભાગ ૨ જો (કિંમત આઠ આના) ભેટ

(બ) ૨ ગ્રાહક કરી મોકલનારને રૂા. ૧-૦-૦ રોકડું ઇનામ

(ક) ૩ ગ્રાહકથી ૧૦ ગ્રાહક સુધી કરી મોકલનારને દરેક ગ્રાહકદીઠ આઠ આના નવ રોકડા ઇનામ

## ઇનામની બેવડી યોજના

પણ આ તો ગ્રાહક મેળવી આપનારને લાભ મળે. તેમાં નવા ગ્રાહક થનારને શું? તેની પણ અમે યોજના કરી છે. આવી રીતે અમારા ગ્રાહકની મારફત નવા થનારા ગ્રાહકને દરેકને "જ્ઞાન દીપક ભાગ ૧ લો" મફત અમારે ખર્ચે મોકલીશું.

આમ અમારા જૂના ને નવા બન્ને પ્રકારના ગ્રાહકોને લાભ મળશે

## શરતો

(અ) તા. ૧૫ મી નવેમ્બર ૧૯૨૫ ની સવારની ટપાલમાં અમને જેમની રકમ મળશે તેમને જ આ લાભ આપવામાં આવશે. તે પછી કોઇપણ સંજોગોમાં અમારી જવાબદારી રહેશે નહિ

(બ) આ સબબમાં વી. પી. મોકલવામાં આવશે નહિ. જેટલા નવા ગ્રાહક અમારા જૂના ગ્રાહક મેળવી શકે તેમનું લવાજમ વસુલ કરી તેમાંથી ઉપર જણાવ્યા મુજબ ઇનામની રકમ બાદ કરી બાકીની રકમ વડોદરાના શીરનામે મ. ઓ. થી અથવા રજીસ્ટર્ડ ટપાલથી મોકલી આપવી. ૧ ગ્રાહક કરી મોકલનારે પોતાનું નામ ઠામ પણ લખવું જેથી તેમને "અમારી વાર્તાઓ" ભાગ ૨ મોકલીશું

(ક) લવાજમની રકમ અમને મળી ગયા પછી અમે નવા ગ્રાહકોને વાર્ષિક અંકો તથા "જ્ઞાન દીપક ભાગ ૧" રવાના કરીશું

(ડ) આવી રીતે જે ગ્રાહકો ઇનામમાળામાં લાભ લે તેમણે પોતાનો ગ્રાહક નંબર જરૂર લખવો જ જોઇએ

(ઈ) આ હરિફાઇ ગ્રાહકોને માટે જ હોવાથી બીજાનો ભાગ નથી

(ફ) કોઇપણ સંજોગોમાં ઇનામમાળાના વ્યવસ્થાપકનો ચુકાદો છેવટનો સમજવો

પત્રવ્યવહાર નીચેને જ શીરનામે કરવો.

બાળજીવન કાર્યાલય,

બાજવાડા-પોળીયું-વડોદરા

## ઘડીભર ગમ્મત



### કરોળીયાની કરામત

ઉપરના ચિત્રમાં તમે જોઇ શકશો કે એક માખી કરોળીયાના જાળામાં સપડાઇ ગઇ છે...કેમ ? જણાય છે ને ?

કરોળીયાભાઈ બ્હાર ઉભા ઉભા મ્હો મટમટાવી રહ્યા છે હમણાં જ તેઓ સાહેબ માખીનો કોળીયો કરી જવાના ! માખી ક્યે રસ્તે થઇને બહાર જશે ? તમને તે રસ્તો શોધી આપતા આવડે છે ? આ ઓળંગીને ન જવાય એ સરત યાદ રાખજો. .... .... ... ... ...



છઠ્ઠું વર્ષ—બાલજીવનનું પાંચમું વર્ષ આ અંકસાથે પૂરું થયું ને આવતા અંક સાથે તેનું છઠ્ઠું વર્ષ શરૂ થાય છે. છેલ્લા પાંચ વર્ષમાં "બાલજીવને" બાલસાહિત્યમાં કેવી ને કેટલી પ્રગતિ કરી છે તેનું અત્રે પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. માત્ર એટલું જ જણાવવું બસ થશે કે દયાળુ પ્રભુની કૃપાથી અને ગુજરાતી પ્રજાની મહેરબાનીથી તે અત્યારે તેના બીજા મિત્રોની હરોળમાં ઉભું રહી શક્યું છે. સસ્તામાં સસ્તા લવાજમમાં વધારેમાં વધારે બાલોપયોગી સાહિત્ય ને ચિત્રો આપવાં એ અમારો મૂળ ઉદ્દેશ હજુ પણ કાયમ જ છે, એમ આ અંક જોતાં કોઇ પણ સ્પષ્ટ કહી શકશે. એટલો વાચનવિભાગ વધારવાને બદલે નવા વર્ષમાં બાલજીવને વાચનને વધુ સુઘડ આકર્ષક ને રસભર્યા સ્વરૂપમાં રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે ચાલુ વર્ષે પણ ચિત્રો તથા વાચનવિભાગમાં વિશેષ પ્રગતિ કરી શકાશે એમ આશા છે

વાચકોને વિનંતિ—પણ એ બધાનો આધાર અમારા વાચક મિત્રો ઉપર છે. ગયે વર્ષે બાલજીવને કશો જ નફો નથી કર્યો પરન્તુ તે સાથે તેણે કંઇ ખોટ પણ ખાસ નથી કરી એ અમારે જણાવવું જોઇએ. એક વાર 'બાલજીવન' પગભર થઇ જાય તો પછી તે વિશેષ પ્રગતિ કરવાને તૈયાર જ છે. અત્યારે વેપાર ધંધા મંદ છે, અને દુષ્કાળ વિગેરેની આફતો ઉત્તર ગુજરાત તથા કાઠીયાવાડ અને કચ્છપર ઝઝુમી રહી છે એ વાત ખરી છે પણ આપણને ખાવાને અનાજ વગર ક્યાં ચાલે છે ! 'બાલજીવન' એ મોજશોખની ચીજ (luxury) નથી પણ બાળકો માટેની જરૂરીયાતની (necessity) ચીજ છે. અનાજ તેમનાં તનની ખીલવણી કરે છે તો 'બાલજીવન' બહુ જ નજીવા દામે તેમના મનની ખીલવણી કરવા કેટલું બધું કરે છે ! દારૂખાનામાં, રમકડાંઓમાં, વિલાયતી કપડાંમાં ને બીજી ઘણી ઘણી ચીજોમાં આપણાં બાળકો માટે આપણે પૈસા ખર્ચતા નથી ? તો પછી મહિને માત્ર ચાર આના—વાર્ષિક માત્ર ત્રણ રૂપીઆ—એ તો ગરિબમાં ગરિબ ગુજરાતીને પણ ભારે પડે એમ છે ? આટલી જ

વિગત અમારા વાચકો તેમના ઓળખીતાઓને સમજાવે અને વધારે નહિ તો માત્ર એક એક નવીન ગ્રાહક અમને મેળવી આપે તો પણ અમે કેટલું બધું પોષણ મેળવી શકીએ !

"બાલજીવન" ની આ વિનતિનો વાચકો સ્વીકાર કરશે !

આ અંક—બાલજીવનના અનેક શુભેચ્છકો ને મિત્રોની ઉમંગી મદદનું જ પરિણામ આજનો અંક છે માત્ર રૂ ૩) ના લવાજમમાં આવો ૧૦૦ પાનાનો અંક આપવો એ અમારી શક્તિ ઉપરાંતની વાત છે, પણ અમારા અનેક સ્નેહીઓની ઉમંગી મદદને પરિણામે અમે તે કામ કરી શક્યા છીએ. તેમની સંખ્યા એવડી મોટી છે કે અત્રે તેમના બધાના નામ આપવાં ન પરવડે. છતાં શ્રી. રતિપતિરામ પંડ્યા, બી. એ., મેસર્સ જુમતરામની કં, (જેમની કૃપાથી અમે પુઠા પરનું ત્રિરંગી ચિત્ર આપી શક્યા છીએ), રા બ. દરઓવિંદદાસ દા. હાટાવાળા, જેમણે પોતાની સચિત્ર વાતો અમને પ્રગટ કરવા પરવાનગી આપી છે), વિગેરેનાં નામ તો સાભાર યાદ કર્યાં વગર કેમ જ રહી શકીએ !

જે અનેક લેખક મિત્રોએ અમને આ વખતે લેખો મોકલી આપ્યા છે તેમનો આભાર માનીએ છીએ. કમનસીબે જગ્યાની તંગીને લીધે અમારી સખત નામરજી છતાં કેટલાક લેખ આ અંકમાં દાખલ થઇ નથી શક્યા. તે માટે અમે બ્હેનો સૌ. લલિતા દેસાઇ, નોશાકરી પીર્થા, તથા બીજા ભાઇઓની નમ્રતાપૂર્વક ક્ષમા યાચીએ છીએ.

બાલજીવનના તમામ વાચકોને નવું વર્ષ સુખી નિવડો એ જ પ્રાર્થના !

ચિત્રોની ઓળખાણ—ચાલુ અંકના પુઠાપર તપસ્વી બાલ કુમાર ધ્રુવ તથા વિષ્ણુ ભગવાનનું રંગીન ચિત્ર આપેલું છે ધ્રુવ કુમારનું ચરિત્ર બાલજીવનના વર્ષ ૧ ના અંક ૧ માં આવી ગયું છે મુખપૃષ્ટ પર 'નમિયે નમિયે નાથ' એ ત્રિરંગી ચિત્ર આપેલું છે પાન ૭૭ ઉપર ભગવાન બુદ્ધની તપશ્ચર્યાનું રંગીન ચિત્ર આપેલું છે અનેક પ્રકારની લાલચો અને માયાઓ 'માર' બુદ્ધ ભગવાન સમક્ષ રજુ કરે છે તેમને બ્હીવરાવે છે, અકળાવે છે, ગભરાવે છે, ને લાલચો દેખાડે છે પણ ભગવાન બુદ્ધ કશાથી પણ ડગતા નથી. છેવટે ભગવાન બુધ્ધની જીત થાય છે ને તેમને મોક્ષની ચાવી પ્રાપ્ત થાય છે સદર ચિત્ર અજન્તાનાં ગુફામંદિરોમાં આશરે ૨૦૦૦ વર્ષપર ચીતરેલા રંગીન ભવ્ય ચિત્રની નકલ છે અજન્ટાવિષે વિશેષ હકીકત હવે પછી આપવાની છે. બાકીનાં ચિત્રો સાથે તેને લગતાં લખાણો છે.



તિરંગી ચિત્રો: ધ્રુવ અને વિષ્ણુ ભગવાન ( પૂંઠા ઉપર ); નમિયે નમિયે નાથ ! ( મુખપૃષ્ઠ ) બુધ્ધનું તપ ( પાન ૭૭ ) દીપાવલી ( પાન ૮૨ )

દ્વિરંગી ચિત્રો: વીર રજપુતાણી ( ૮૭ ); ચાંદ ઉગ્યો પણ ચાંદ મીયાં ન આવ્યા ( પાન ૮૮ );

બીજા મુખ્ય ચિત્રો. પોપટના પૂર્વ જન્મની કથા ( ૧૧ ); વિલાસવતીનો સંતાપ ( ૧૨ ); તારાપીડની પ્રશ્નાવલી ( ૧૫ ); વિલાસવતી અને તેનું બાળક ( ૧૬ ); મધમાખીની ગમ્મતનાં ૮ ચિત્રો ( ૨૩ ); હે નામદાર ! સેવકને શી આજ્ઞા છે ? (૨૪); પરીમુલ્ક શાહજાદી બદરૂલબદલ ( ૨૯ ); અલાદીન માટે રાક્ષસે ભવ્ય રાજ મહેલ બંધાવી આપ્યો ( ૩૦ ); તે ઘણા આનંદથી તેની પુત્રીને મળ્યો ( ૩૧ ) કાગળની પેટી બનાવવાનો કીમીયો-૧૦ ચિત્રો-(૩૯); ચાર જાતના રાજાઓ ને ચાર જાતના ઘોડાઓ-આઠ ચિત્રો-( ૪૦ ); અહમદશાહની અક્કલ ( ૪૩ ); ભોરધારના કુંજરો (૪૪); કન્યાવિક્રય ( ૫૩ ), ઢીંગલા ઢીંગલીનાં લગ્ન ( ૫૪ ); હિંદુ સમાજમાં વૈરીની કિમ્મત ( ૫૭ ); ભર રસ્તામાં બેગીઓ છુટ્યાં લે છે ( ૫૮ ); હાથીભાઇની ચાલાકી ને કુતરાની ફજેતી (૬૯) ફુકકરૂજી માસ્તરના નિશાળીઆઓના ચિત્રો ( ૭૦-૭૧-૭૨ ); રાડું દબકીયું – ૨ ચિત્રો– ( ૭૮ ); બાળકને ( ૮૧ ).

## કવિતા

બાલ પ્રાર્થના ( ૧ ); નુતન વર્ષ હો જયજયકાર ! ( ૪ ); સત્યવાદી સત્યકામ ( ૫ ); દોરીનું ગીત (૨૦); ઝરણાનો મુક્ત ગીત (૨૧);

સાલ મુબારક ( ૪૧ ); મોર ( ૪૯ ); ભગી વાત સાંભળીઆ ( ૫૦ ); ચપો ( ૫૯ ); પુત્ર જન્મ ( ૬૮ ); બાલુડાં ( ૭૬ ); બાળકને ( ૮૧ ); દીપાવલી ( ૮૩ ); ફુલવાડી ( ૮૪–૮૫ ).

## સાહિત્ય

કાદમ્બરી ( ૭ ) મોતીની માળા ( ૩૭ ) સાહિત્ય સત્કાર ( ૬૩ )

## વાર્તા

અલાદીનનું જાદુઈ ફાનસ ( ૨૫ ); અહમદશાહની ચકાસ ( ૪૨ ); અવળચંડી ( ૬૦ ); આનંદ ઉલ્લાસ ( ૭૪ ); ટાઢું ટબુકીયું ( ૭૯ ); વીર રજપૂતાણી ( ૮૬ ); ચાંદ ઉગ્યો પણ ચાંદનીયા ન આવ્યા ( ૮૯ ); ભાટ ભાટુડી ( ૯૦ )

## હાસ્ય વિનોદ–રમત ગમત

મધમાખીની મશ્કરી ( ૨૨ ); કાગળની પેટી બનાવવાનો કીમીયો ( ૩૮ ); વિનોદની વાતો ( ૪૮ ), અડવાની અક્કલ ( ૬૩ ); ઘડીભર ગમ્મત ! ( ૭૩ ); ઇનામ માળા ( ૯૧ ); કરોળીયાની કરામત ( ૯૫ )

## પ્રવાસ

કુદરતને ખોળે—નેરળ જંકશનથી ભોરઘાટના પ્રવાસની વાત, ( ૪૫ )

## સમાજ

આપણો સમાજ—અનેક ખરાબ રિવાજોનું અવલોકન ( ૫૧ )

## પ્રકીર્ણ

નિવેદન ( ૯૬ )

## આ અંકના લેખકો

મોહિનીચંદ્ર, રાજહંસ, કવિ પોપટલાલ શર્મા, રણછોડજી દ. શાહ, બી. એ., જગજીવનદાસ દયાળજી મોદી, કરીમ મહમદ માસ્તર, એમ. એ. એલએલ. બી., ભાનુ વિઠ્ઠલરાય પ. આવસત્થી, રા. બ. હ. દી. કંટાવાલા, રમણલાલ નાનાભાઈ શાહ, ડૉ. પાઠક, ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ, રમણલાલ પી. સોની, સૌ. સરલા દેસાઈ, હરિલાલ મ. ભણ, બી. એ., એલએલ. બી., ચમનલાલ સવરામભાઈ દેસાઈ, જનાર્દન પ્રભાસ્કર, પટેલ વેરીભાઈ શંકરલાલ, જ્યોત્સ્ના શુક્લ, પરાગ, નાગરદાસ ઈ. પટેલ, દુર્લભજી ભવાનીશંકર જોશી, કસનજી મણીભાઈ દેસાઈ; વિચિત્ર, કમળાકાન્ત જોડીયાવાળા, પારાશર, અને ઘુમતર !




બાલજીવનનો દીવાળી અંક તે નવેમ્બર ૧૯૨૫નો અંક છે. તેનો આવતો અંક ડીસેમ્બર ૧૯૨૫ના અન્તારે ડીસેમ્બરમાં બહાર પડશે.

તેમાં આવનાર લેખોમાંના કેટલાક નીચે મુજબ

બાળકની જન્મ ગાંઠ—(સચિત્ર) શ્રી બાલસત્યીનું એક સરેલું સરળ ને ભાવવાહી કાવ્ય.

ચોરો—નાનાં મોટાં સૌ છોકરાં સમજી શકે એવું ભાઈ નગીનદાસ શાહનું એક વાતચીત.

કોણ?—એક પ્રશ્નોત્તરી-સચિત્ર—લખનાર શ્રી વજેચંદ સ. શાહ.

આદર્શ વિદ્યાર્થી—બાળક માત્રને મોંએ કરવા લાયક કવિતા (લખનાર શ્રી દુર્લભજી ભવાનીશંકર જોશી.)

ગાડી અહીંથી કે મુસાફરખાનું?—શ્રી. કરીમ મ. માસ્તર, એમ. એ. એલએલ. બી. એ બાળકો માટે તૈયાર કરેલી એક નાનકડી બોધક વાર્તા.

આકડાઓની અજાયબી—ભાઈ મગનદાસના આ લેખમાં આંકડાઓના અવનવા ચમત્કાર તમે જોઈ શકશો.

સુમ્બાઓની સોબત—અને બકબકની બહાદુરી—નાનાં બાળકો માટે રંગીન શાહીમાં છપેલાં ચિત્રો સાથેની વાતો

દિવ્ય કમળ—સુંદર ચિત્રોસહિતની એક રસભરી વાર્તા

કાદમ્બરી—આ અડધી અધુરી રહેલી વાર્તાનો આગળનો અતિ રસીક ભાગ સુંદર ચિત્રો સાથે.

નિરોગી બનવાના કીમીયા સૌ લલિતા દેસાઈ આ ઉપયોગી લેખમાં રજુ કરે છે

લોનાવલા—મહારાષ્ટ્રના એ રમ્ય પ્રદેશનું પ્રવાસ વર્ણન.

નખ કરડવાની બુરી ટેવ સંબંધી ગંભીર ચેતવણી શ્રી. કે. દો. છત્રથા આ ઉપયોગી લેખમાં આપે છે

એ ઉપરાંત બીજાં સુંદર ચિત્રો, લેખો વિગેરે આવશે.

---

આ માસિક શા. માણેકલાલ અંબારામ ડૉક્ટરે રાવપુરા, વડોદરામાં, શ્રી સયાજીવિજય છાપખાનામાં છાપ્યું; અને રમણલાલ નાનાલાલ શાહે, બાલજીવન મંદિર, બાજવાડા, પાણીકુઇ, વડોદરામાંથી પ્રસિદ્ધ કર્યું, તા. ૧૫-૧૦-૧૯૨૫.




બાલજીવનનો દીવાળી અંક તે નવેમ્બર ૧૯૨૫નો અંક છે. તેનો આવતો અંક ડીસેમ્બર ૧૯૨૫ના અંતરે ડીસેમ્બરમાં બહાર પડશે.

તેમાં આવનારા લેખોમાંના કેટલાક નીચે મુજબ.

બાળકની જન્મ ગાંઠ—(સચિત્ર) શ્રી. આત્મતીર્થનું એક સહેલું સરળ ને ભાવવાહી કાવ્ય.

થોડો—નાનાં મોટાં સૌ છોકરાં સમજી શકે એવું ભાઈ ગજાનન શાહનું એક બાલગીત.

કોણ?—ભવ્ય પ્રશ્નોત્તરી- સચિત્ર—લખનાર શ્રી. વજેચંદ સ. શાહ.

આદર્શ વિદ્યાર્થી—બાળક માત્રને મ્હોંએ કરવા લાયક કવિતા (લખનાર શ્રી દુર્લભજી ભવાનીશંકર જોશી.)

શાહી મહેલ કે મુસાફરખાનું?—શ્રી. કરીમ મ. માસ્તર, એમ. એ. એલએલ. બી. એ બાળકો માટે તૈયાર કરેલી એક નાનકડી બોધક વાર્તા.

આંકડાઓની અજાયબી—ભાઈ મગનદાસના આ લેખમાં આંકડાઓના અવનવા ચમત્કાર તમે જોઈ શકશો.

લુચ્ચાઓની સોબત—અને બબકુની બહાદુરી—નાનાં બાળકો માટે ત્રણ રંગમાં છપાયેલાં ચિત્રો સાથેની વાતો

દિવ્ય કમળ—સુંદર ચિત્રોસહિતની એક રસભરી વાર્તા.

હાદેમ્બડી—આ અદ્ભુત મધુરી રહેલી વાર્તાનો આગળનો અંતિમ ભાગ સુંદર ચિત્રો સાથે

નિરોગી બનવાના કીમીયા સૌ લલિતા દેસાઈ આ ઉપયોગી લેખમાં રજુ કરે છે

લોનાવલા—મહારાષ્ટ્રના એ રમ્ય પ્રદેશનું પ્રવાસ વર્ણન.

નખ કરડવાની બુરી ટેવ સંબંધી ગંભીર ચેતવણી શ્રી ર. દે. જીવતા આ ઉપયોગી લેખમાં આપે છે

એ ઉપરાંત બીજાં સુંદર ચિત્રો, લેખો વિગેરે આવશે.

---

આ માસિક શા. માણેકલાલ અંબારામ ટેમ્બરે રાવપુરા, વડોદરામાં, શ્રી સયાજીવિજય છાપખાનામાં છાપ્યું; અને રમણલાલ નાનાલાલ શાહે, બાલજીવન કાર્યાલય, બાજવાડા, પોળીકુંડ, વડોદરામાંથી પ્રસિદ્ધ કર્યું, તા ૧૫-૧૦-૧૯૨૫.

# જરમન હરીફાઇ



આજકાલ જરમની જેમ સસ્તામા સસ્તી ચીજો બનાવી આખી દુનીયા સાથે હરીફાઇ કરવા બહાર પડયુ છે તે પ્રમાણે અમે અમારી બનત કામ દીઠી એને સસ્તુ અને સારૂ કેમ મળે તે માટે ઉપરાઉપરી પ્રયાસો કરતાં હાલમાં ઘણી શોધ કરી છે અને આવો એસન્સ પચાડી નાંખ્યા છે

સોનેરી તોલા ૧ ના રૂ ૨—૪—૦
રૂપેરી તોલા ૧ ના રૂ ૧-૧૪—૬

આગી ભરતના પાયોનીયર

## પારી. નાનાલાલ ગોવરધનદાસ

કબુતરખાના પાસે, ભુલેશ્વર, મુંબઇ, નં. ૨

"બાલજીવન" હમેશાં નિર્દોષ ને વિશ્વાસપાત્ર જા. ખ. સ્વીકારે છે

મુરલીધર ભગવાન શ્રી બાલકૃષ્ણ



वसुदेवसुतं देवं कंस चाणूर मर्दनम् ।
देवकी परमानन्द कृष्णं वंदे जगद्गुरुम् ॥

Lakshmi Art, Bombay, 8



વર્ષ ૫ અંક ૧ ] કારતક-૧૯૮૧ [ નવેમ્બર ૧૯૨૪

# શું કરશું ?

માતા—કાલ સવારે વ્હેલાં ઉઠી, કહો વ્હાલાં ! શું કરશું ?
બાળકો—અરે ભૂલકણી માડી મ્હારી ! કુચકુચ કોઠીશું !
માતા—કુચકા આજે પે હોચ્યા—અધિક કહો શું કરશું ?
બાળકો—દાતણ પાણી કરીને માતા ! ઉગતો સૂરજ જોશું !
માતા—ઉગતો સૂરજ રોજ જુઓ છો, કહો બીજું શું કરશું ?
બાળકો—હાં ! હાં ! માતા 'સબરસ' લઇશું, કહો બીજું શું કરશું ?
માતા—વ્હાલા મ્હારા ! 'સબરસ' લઇને 'સબરસ' જેવાં થાજો !
સુન્દર મીઠું હસી હસીને સંપી જંપી રહેજો !
બાળકો—માતા ! પણ જો 'મેના' વ્હેલી સવારમાં નહિ જાગે
કયાંથી ગાશે ગીત મધુરાં ? સવાર કેવું લાગે ?
માતા—ગીત તમે ગાજો બાળુડાં ! સૌએ આપણ ગાશું,
બાળકો—વગાડજો સીતાર તમે ને ધૂમ મઝા ખેલીશું
હા મા ! ધૂમ મઝા ખેલીશું.

જ્યોત્સ્ના શુક્લ

# આજે દીવાળી

મા ! મા ! આનંદ આપશે ઘેર કે કારણ આજે દીવાળી;
મા ! મા ! આનંદ પાડોશી ઘેર કે કારણ આજે દીવાળી.
મા ! મા ! શકુનનું સબરસ લઉં કે કારણ આજે દીવાળી;
મા ! મા ! શકુનનું સબરસ લઉં કે કારણ આજે દીવાળી.
મા ! મા ! તોરણીયા ફૂલ બંધાવ કે કારણ આજે દીવાળી;
મા ! મા ! કાંબડીયાં એથી ઉજાળ કે કારણ આજે દીવાળી.
મા ! મા ! ભણવાની નહિ પંચાત કે કારણ આજે દીવાળી;
મા ! મા ! રમવાની એક જ વાત કે કારણ આજે દીવાળી.
મા ! મા ! વાતી ન ગુસ્સે તું કાંઇ કે કારણ આજે દીવાળી;
મા ! મા ! દસરને મીઠું મીઠું આપ કે કારણ આજે દીવાળી.
મા ! મા ! ખાઉં ન ખાખરો ને ઘેંશ કે કારણ આજે દીવાળી,
મા ! મા ! પુરણપોળી ઘીમાં બોળ કે કારણ આજે દીવાળી.



મા ! મા ! દીવો ને દીવેટ આપ,
કે કારણ આજે દીવાળી;
મા ! મા ! મેરૈયું દે તું બમાપ,
કે કારણ આજે દીવાળી.

મા ! મા ! કેવી મારે લ્હેર,
બસ લ્હેર કે કારણ આજે દીવાળી;
મા ! મા ! આનંદ ઘેર ઘેર ઘેર,
કે કારણ આજે દીવાળી.

જયવિજય

# બાલ મહિમા

મુજ આંગણું લિંપ્યું કુંકુમે, શુભ સાથિયા પૂર્યા;
ને ફુલડાં વેર્યાં;
ઉંમાં અબીલ-ગુલાલની, ગૂંથી રૂડી રંગોળ;
આસન સજ્યાં અણમોલ,
આવો પનોતે પાવલે પુરપુરના ઓ લોક!
નિજ નન્દનીભર ચોક!
યદિ! ચન્દ્રિનાં અમીવર્ષણે, કુમુદિની ખીલે;
સ્નેહે સુધા ઝીલે;
ત્યમ પી પ્રભુની પ્રેરણા, તમ ફૂલડાં ખોલો;
રસબોલ કંઇ બોલો;
આવો, સ્વજન! આવો, ઘડીક પ્રશ્નોત્તરી કરીએ,
આ વિરલ ચોઘડીએ;
દિસે દિવસ રળિયામણો કયમ સદિમાં સ્હેજે?'
"તરણીતણા તેજે;"
"સોહાય શાથી શ્યામ રજની, ઘોર ભર અન્ધાર?"
"મધુ ચન્દ્રને ચમકાર;"
"વિધવિધ તરુવર, કુંજ, હરિયાળી દિસે શાને?"
"ફળ, મંજરી, પાને;"
"વિહાર ઉપવન વાટિકાના, શા વડે સુરસાળ?"
"મંજુલ ફુલને ફાલ;"
"સૂની સૂની વનરાજીઓ, શાથી ઉઠે સૂનકાર?"
"કોકીલને ટહુકાર,"
"સૂનાં સરોવર જળભર્યાં; કમળો છતાં કેવાં?"
"કલહંસ વણ એવાં;"
"મુજ આંગણું લિંપ્યું કુંકુમે, કિન્તુ કલા ઝાંખી?"
"પ્રકટી ન દીપ જ્યોતિ!"
"કયમ દોહલા મનુ દેહમાં, સૂનો વહે સંસાર?"
"વણ કન્યકા-કુમાર,"
પ્રશાન્તસોહન બાલકો! ઓ દંપતિનાં દેવ!
તમ થાઉં પૂજન-સેવ.

કેશવ હ શેઠ



# ગુલાબમાં રમતી'તી

રાતું રાતુ ગુલાબનું ફુલ,
ગુલાબમાં રમતી'તી.
મારા વીરા આવે આવ્યા,
ગુલાબમાં રમતી'તી,
તે જોડ જોડ વ્હેલો લાવ્યા,
ગુલાબમાં રમતી'તી.
એ વ્હેલડીએ ના બેસું,
ગુલાબમાં રમતી'તી,
અમે સદાય અહીંઆ રે'શું,
ગુલાબમા રમતી'તી.
મારાં ભાભી આવે આવ્યાં,
ગુલાબમાં રમતી'તી;
તે જોડ જોડ ઘોડલી લાવ્યા, ગુલાબમાં રમતી'તી.
એ ઘોડલીએ ના બેસું, ગુલાબમાં રમતી'તી;
અમે સદાય અહીંઆ રે'શું, ગુલાબમાં રમતી'તી.
મારાં બેન આવે આવ્યાં, ગુલાબમા રમતી'તી;
તે જોડ જોડ રથડા લાવ્યા, ગુલાબમાં રમતી'તી.
એ રથડામાં ના બેસું, ગુલાબમાં રમતી'તી,
અમે સદાય અહીંઆં રે'શું, ગુલાબમાં રમતી'તી
મારા માતા આવે આવ્યાં, ગુલાબમાં રમતી'તી;
તે જોડ જોડ માફા લાવ્યાં, ગુલાબમાં રમતી'તી;
એ માફલીઆમાં બેસું, ગુલાબમાં રમતી'તી
હવે પરીઅર અહીં ના રે'શું, ગુલાબમા રમતી'તી
રાતુ રાતુ ગુલાબનું ફુલ, ગુલાબમા રમતી'તી.

સંપાદક—સૌ. સરલા દેસાઈ






(૧) સુકાય નહિ તાપે જો ધરો,
છાયામાં કરમાયે ખરો;
પવન અડે પળમાંહી મરે,
કહો કયથી એ શું ઠરે ?

(૨) એવી ચીજ બતાવો એક,
નહિ મોટી નહિ નાજુક છેક,
કિંમતી પત્થર શિરપર ધરે,
આંગળી જેના પેટમાં રહે

(૩) પેટ મહી પાણી ભરી, શીરપર રાખી આગ;
પછી વગાડી વાંસળી, નીકળ્યો કાળો નાગ.

(૪) જન્મ થતાં જન્મે છે જેહ,
મરણ થાય તો મરતી તેહ,
સૌની પાછળ પાછળ જાય,
અલોપ અજવાળામાં થાય.

(૫) ત્રણ અક્ષરથી તે બની, વસ્તુ રંગે શ્યામ,
જ્યાં જ્યાં જ્યોતિ ઝળહળે, ત્યાં ત્યાં તેનું કામ;
પહેલા ત્રીજાથી બને, શબ્દ સર્વને ખાય,
પહેલો ને બીજો મળે, સૌ મનમાં હરખાય,
બીજા ને ત્રીજા થકી, ઉપજે વસ્તુ જેહ,
જીવ જન્તુ જીવે નહિ, તે વિણ નવ સંદેહ.

"કમલા કાન્ત."

આ પાંચ ઉખાણાના જવાબ ખોલી કરો ને વધારે હકીકત માટે ઇનામમાળા જુઓ.




[ગઝલ]



પ્રભુ ! છો પ્રાણથી પ્યારા,
તમોને હું ગણું મારા
જીવન અર્પી દઉં વારણે,
રહો ના કોઇ દી' ન્યારા ૧

તમો છો વિશ્વના પાલક,
દયાના દાન હું માગું
રહો મનમા સદા માળ,
કદી ના આપને ત્યાગું ૨

જીવાડો છો, રમાડો છો,
જગતના બાગમા પ્યારા !
અમો કુદરત સમો સુજને,
ધરો છો પ્રેમની ધારા. ૩

ખીલેલા પુષ્પની અંદર
સુવાસોને ભરી સુંદર,
દગે ચિઘ ગીત પુલકાંનાં,
ગવાવો છો તમે શ્રીધર ! ૪

કલા તારી અજબ મીઠી,
ભરી છે પુષ્પની કળીએ,
પમરતા પ્રેમથી સૌ રસ,
પ્રભુ ! રસ ચાખવા મળીએ ૫

જગતના બાગની શોભા,
પ્રભુજી ! આપની લીલા.
ગમે છે સાથમાં રમવું,
નિહાળી આપની લીલા ૬

ચડયો જે રંગ આ પુષ્પે
પ્રભુ ! તુજ પ્રેમનો પ્યારો,
કુરંગે રંગવા એને,
નથી આંચય હવે મારો. ૭

જગતના બાગના માળી !
રૂડી તારી છબી ભાળી.
કળી રંગાઈ જે રંગે,
હવે કરવી નથી કાળી ૮



પોપટલાલ શર્મા



મહારાષ્ટ્રના મહાવીર પુણ્યશ્લોક શિવાજી મહારાજ

Art Bombay, 8




મહારાષ્ટ્રનો મેઘિરો મહાવીર શિવાજી,
વિરલ વિક્રમી, સમર અખાડે મીર શિવાજી;
દિલડાનો દરિયાવ, હિન્દનુ હીર શિવાજી,
મહારાષ્ટ્રનો મેઘિરો મહાવીર શિવાજી. ૧

ધર્મ સનાતનનો શિરતાજ શિવાજી,
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ મહારાજ શિવાજી,
સાચવ્યા સ્વમાન સાથ સ્વગાજ્ય શિવાજી,
મહારાષ્ટ્રનો મેઘિરો મહાવીર શિવાજી ૨

અડગ ટેકીલો બંકો એ બહાદૂર શિવાજી,
પ્રૌઢ પરાક્રમથી મહીમણ્ડલ મશહૂર શિવાજી,
સ્વદેશ પ્રેમે ઉર ભરપૂર શિવાજી,
મહારાષ્ટ્રનો મેઘિરો મહાવીર શિવાજી. ૩

ધન્ય ધર્મ ધુરંધર નેક શિવાજી,
વઘ તુજ અમ એક શિવાજી,
ગાજીએ ગર્વે તવ જશલેખ શિવાજી,
મહારાષ્ટ્રનો મેઘિરો મહાવીર શિવાજી ૪

ચન્દ્રકાન્ત મંગળજી ઓઝા

# એ પાઠ ભૂલીશ નહિ

લખનારા—શ્રી. મૂળજીભાઈ શિવાભાઈ પટેલ, એમ. એસ. સી. ન્યુયોર્ક

મ્હારા મ્હોટા ભાઈએ મ્હારે માટે એક વાર્તાઓની ચોપડી મોકલી હતી, ત વાંચવામાં મ્હને ખુબ જ આનંદ પડતો. એક દિવસ સ્હવારે હુ તેમની કેટલીક વાતો વાંચતી હતી એટલામા મ્હારી બાએ મ્હને કહ્યુ, "બેટા સુમતિ, જો ભાઈ હવે ઉઠયો છે હુ આ ત્હારા કબજાને બખીઆ મારી રહુ ત્યાં સુધી ભાઈને ન રમાડે ? ચાલ, હમણાં ત્હારી ચોપડી ઠેકાણે મૂકીને ભાઈને બહાર રમવા તેડી જા."

હુ ચોપડીમાંથી ઉંચુ જોઈને બોલી "હા બા જરૂર—આ એક મીનીટમા—આ ચાલી," પણ પાછી વાંચવા મંડી ગઈ, અને બાએ બોલાવી હતી ને કામ સોપ્યું હતુ તે વહન વિસરી જ ગઈ.

ફરીથી મ્હારી બાએ ધીમેથી અને શાન્તિથી કહ્યુ, "સુમતિ, કેટલી વાર ! જોને ભાઈ ક્યારનો પારણામાથી બહાર આવવા કરે છે ચાલ જલદી કર." પણ આ વખતે તો ચોપડીમાથી મ્હે ઉંચુ પણ ન જોયુ અને બોલી, "આ પાનું પુરૂ કરૂ એટલી વાર બા. આ ચાલી" પાનુ પુરૂ થયુ પણ મ્હેં તો આગળ વાંચવાનુ ચાલુ જ રાખ્યુ. છેવટે મ્હારી બા જરા કટાળીને બોલી, અને જરા ઠપકો દીધો ત્યારે જ મ્હે ચોપડી બાજુએ મૂકી અને બડબડતી ફુંકફુંકતી નટુના પારણા તરફ ગઇ "નટુડા, તુ તો મ્હને કાળ જેવો લાગે છે જરાક પણ જપીને બેસવા દેવાની વેળા આવવા દેતો નથી કોણ જાણે ક્યાંથી દુ:ખ દેવા અવ્યો !" એમ કહી મ્હે ત્હેને આચકો મારી પારણા બહાર કઢયો. પણ મ્હારા આચકાથી તે ખુબ બીન્યો અને રડવા લાગ્યો અને કેટલીએ વારે છાનો રહ્યો.

પણ આજ મ્હારા નટુને હુ ખુબ જ આનન્દપુર્વક રમાડતી "મ્હારા ભાઈ, તુ તો ઘણો જ ડાહ્યો. તુ તો મ્હને ઘણો જ વ્હાલો

લાગે છે. ત્હારી સાથે રમવાનાં મ્હને ખુબ જ મઝા પડે છે. તું આટલો બધો હસે છે કેમ ? ત્હારૂ હસમુખુ મોઢું જોઇને આખા ફળીઆના લોક કહે છે કે તુ તો કોઇક મહાન પુરૂષ થઇશ. તુ જો ન હોત તો હું કોની સાથે રમત ? ત્હારા વગર હું શું કરતી" વિગેરે વિગેરે બોલીને તેની સાથે ઘણી જ વખત ગેલ કરવી

* * * *

જમ્યા પછી તરત જ હું ચોપડી લઇને મેડીએ ચઢી ગઇ મ્હારી બાએ કેટલીક વારે મને 'સુમતિ ! સુમતિ ! સુમતિ !" એમ ત્રણ વખત બોલાવી, પણ મ્હે કાંઇ જ ઉત્તર ન આપ્યો. છેવટે "સુમતિ, તું ઉપર છે ?" એમ તે જરા મ્હોટેથી બોલી પણ હું કાંઇ જ ન બોલી પછી અગાશી ઘરના બારણાની જાળી જરા ખુબ અવાજથી વસાવી સાભળી, એટલે મ્હે બારી તરફ થઇ જોયુ તો મ્હાર કાકાનાં રમણ શાન્તિને ઉતાવળે જતાં જોયાં. હું દાદરા આગળ ગઇ ને મ્હારી બાને પૂછયુ "આ રમણ-શાન્તિ કેમ આવ્યા હતા ?" તે બોલી, એ ત્હને સરકસ જોવા બોલાવવા આવ્યાં હતાં. તુ રોજ સરકસ જોવા મ્હને કહ્યા કરે છે, એટલે મ્હે ત્હેમને તે જ્યારે જાય ત્યારે ત્હને બોલાવીને જાય એમ કહેલુ, એટલે તે બોલાવવા આવ્યાં હતાં મ્હે ત્હને ત્રણ ચાર વખત બોલાવી પણ તુ કાંઇ બોલી નહિ એટલે મ્હે ત્હેમને એકલા જવા કહ્યુ" મ્હે કહ્યુ "પણ મ્હને શી ખબર કે રમણ શાન્તિ આવ્યાં છે ? જો મ્હને તેમ કહ્યુ હોત તો આવ્યા વગર ન જ રહેત."

"પણ ત્હારે, હું ત્હને જ્યારે બોલાવુ ત્યારે ગમે તેવુ કામ પડતુ મૂકીને પણ આવવુ જોઇએ, એ વાત શીખવી જોઇએ. તુ રમણ-શાન્તિ સાથે સરકસ જોવા ન જઇ શકી તેથી મ્હને પણ લાગી આવે છે, કારણ આ ખેલ છેલ્લો જ છે પણ આથી ત્હને હવે જ્યારે બોલાવવામાં આવે ત્યારે આવવું જોઇએ એ બરોબર યાદ રહેશે ?"

આ એક જાતની શિક્ષા જ હતી, જો કે ત્હેમાં વાંક મ્હારો પોતાનો જ હતો પણ મ્હને તેથી ઘણી જ શીખામણ મળી. ત્યાર પછી મ્હારા કોઇપણ કાર્યથી મ્હારી બાને મ્હે કંટાળો આપ્યો હોય એમ મ્હને સાંભરતુ નથી. એ પાઠ કદી જ ભૂલીશ નહિ.



# અથવારાના અતાપ!!!

લખનાર—શ્રી. હરિલાલ પ્ર. છાયા, બી. એ એલએલ. બી

આપણામાં જતા આવતાં સગા વ્હાલાં કે ઓળખાણ પિછાન વાળાં સાથે ઘણી વાર ચીજ વસ્તુ કે કાગળ પત્રો મોકલવામા આવે છે પણ એમ કરવામા કેટલી સલામતી છે એ કોઇએ વિચારી જોયુ' છે?

આપણા મનને એમ કે ફલાણા ગૃહસ્થ અહીંથી અમદાવાદ જાય છે તો તેમની સગાથે ત્યાં આપણા દીકરા જમાને આ પૂછડી વસ્તુ કે કાગળ મોકલીએ તો ટપાલ ખર્ચ કે પારસલ ખર્ચનો બચાવ થાય અલબત્ત માણસ માણસનુ કામ કરે એ વખાણવા જેમ છે, તથા આમ સથવારે મોકલાવેલી ચીજો હમેશાં સલામત અને વખતસર પહોચી જતી હોય તો પેસા જરૂર બચે છે; પણ શું થવુ' જોઇએ અને ખરેખર શુ થાય છે એમાં હાથી ઘોડા જેટલો તફાવત છે

કાગળ પત્ર કે નાના સુના ડાબલા લઇ જવા એ કઈ મોટી વાત નથી, પરતુ ઘણીવાર સ્વાર્થનાં ચશ્મા ચઢાવેલા મોકલનાર શખ્સને લઇ જનારની અગવડનો થોડો ખ્યાલ રહે છે "ભલા અમારી એક પોટકી લેતા જશો?" હા પાડીએ તો કદાચ બ ગાળી ૨૦ શેર જેટલા વજનનો ગાંસડો આવી પડે છે! આપણે ખર્ચે લગેજ કરવુ કે લઇ જવાની ના પાડી, વચન ભ ગ કરીને ગૃહસ્થને નારાજ કરવા?

મનુષ્ય સ્વભાવ મળતો આવતો નથી એક જ ઘરના દરેક જણના સ્વભાવમાં કાંઇ ને કાંઇ ફરક હોય છે જ; તો પછી એક કુટુંબના કે એક શેરીના, કે એક ગામના, કે જુદાં જુદા ગામોના લોકોના સ્વભાવ શી રીતે સરખા હોય? તમારી સાથે મોકલાયલી ચીજ સલામત પહોંચાડી દેવાની તમને ખિવટ હોય તેથી કરીને બીજા બધા એવી જ કાળજી રાખતા હશે એમ સમજવુ નહિ ખાતરી માટે વાંચો આપણા 'ભાઇઓનાં પરાક્રમો

(૧) મારા ઓળખીતા એક ગૃહસ્થ કામ પ્રસગે રાજકોટ ગયા હતા વળતે રૌજ પરોઢીએ પહેલી' ટ્રેનમાં તેઓ પાછા ફરવાના છે એવી ખબર મારા એક સગાને મોડી મોડી પડતાં તેણે મને આપવાનો પત્ર તેની પથારીમાં સુતા હતા ત્યાં મોકલી આપ્યો, ગૃહસ્થ

થાકેલા હોવાથી ઉઠયા નહિ અને "સવારે લઇ લેશું." એમ ધારીને પત્ર ઓશીકાં તળે સેરવી દીધો. સવારે ચાલવાની દોડધામમાં પત્ર ત્યાંજ ઠઠયો રહ્યો. અહીં આવીને મને ગૃહસ્થે કહ્યું કે તમારા નામનો એક કાગળ રાજકોટમાં ફલાણા ફલાણાએ મને આપ્યો હતો પણ ત્યાંજ રહી ગયો છે!

(૨) એક સદ્‌ગૃહસ્થને એવી ટેવ છે કે તેઓ તેમની સાથે મોકલાવેલા પત્રો સફાઇથી ઉખેળીને વાંચી લે છે ખાવાની વસ્તુના ડાબલા હોય તો તેમાંથી થોડો નાસ્તો કરી લે છે; અને ચીજ વસ્તુની પોટકી હોય તો તેમાંથી પોતાને કામ લાગે એવું કાઢી પણ લે છે! આમ છતાં બાકી રહેલું સલામત પહોંચાડવાની ખાત્રિ નહિ!

(૩) બીજા એક સદ્‌ગૃહસ્થ એવા ઉસ્તાદ છે કે જેટલાં ચપેતડા આવે તેટલા તે વખતે રાખી લે, અને પછી જવાનો વખત થાય ત્યારે પોતે છટકછાટ ચાલ્યા જાય ઘરનાં માણસો પોટલાં જેનાં તેને પાછાં મોકલી આપે કે "આપ તો આ અહીંઆં જ ભુલી ગયા છે!"

(૪) એક ગૃહસ્થ વૈશાખ માસમાં મુંબઇથી અમદાવાદ જવા નીકળ્યા. ગ્રાન્ટરોડ સ્ટેશન પર એક ઓળખીતાએ પોતાના મિત્રને અમદાવાદ પહોંચાડવાનો પત્ર તેમને આપ્યો ગૃહસ્થે એ પત્ર હેન્ડબેગમાં સાચવીને રાખ્યો. હવે એવુ બન્યુ કે પેલા લહેરી લાલા, એક દોસ્તના આગ્રહથી, સુરત ઉતરી પડયા. ત્યાંથી જતા વળી વડોદરે રોકાયા. અમદાવાદ પહોચતા સુધીમા તો પેલો પત્ર તદ્દન ભુલાઇ ગયો. છ મહિના બાદ હેન્ડબૅગમાંથી પત્ર નીકળ્યો. તે સરનામાવાળા મિત્રને પહોચાડયો તેમાંથી ડાકુસના કડીઆની રેલવે રીસીટ નીકળી! પેલા ઓળખીતાએ ધારેલુ કે "ચાઆલો સવારમાં રીસીટ પહોંચી જશે ને ખારસા ટપાલના બે પૈસા બચ્યા!" (એ વખતે કવર બે પૈસામાં જતુ હતું) 'આખે કુવા ને દરવાજા ખુલ્લા' તે આનું નામ

(૫) એક વેપારી ગુજરાત મેલમાં અમદાવાદથી મુંબઇ જતો હતો. તેની સાથે એક સગાએ રૂા ૩૦૦)ની નોટો મુંબઇના એક આડતીઆને ભરવા સારૂ મોકલી. મનીઑર્ડરમા રૂપીઆ ૩) નો ખર્ચ થાત અથવા ટપાલમાં વીમો ઉતરાવીને મોકલવાથી હદ બાર આનામાં પતી જાત; પણ સઘળુ ખર્ચ બચાવવા જતાં શું થયુ! સુરત સ્ટેશને પેલો વેપારી જરા પાણી પીવા ઉતર્યો કે ખિસ્સાકાતરુએ બાંધેલુ નોટોનુ બંડલ ગેબ! કહો હવે નોટો લઇ જનારે તથા મોકલનારે એકબીજા સામે શા ઇલાજ લેવા!!

(૬) એક ગૃહસ્થે પોતાનું સોનાનું હંટીંગ વૉચ—ડાંક્યાં-વાળું' ખીસા ઘડીઆળ–મુબઈ જતા મિત્ર સાથે ત્યાંની કોઇ સારી પેઢીમાં સાફ કરાવવા મોકલ્યું બે મહિના પછી મિત્ર પાછો ફર્યો અને ઘડીઆળ તથા રૂા ૧૫) નુ બિલ ગૃહસ્થના હાથમાં મેલ્યા. કાને ધરી જોતાં ઘડીઆળની ચાલ બરાબર હતી; પણ જેવું ઢાંકણું ઉઘાડયું' કે ટેબ્લો !–કાચ કાંટાનો ભુરદો થઇ ગયો હતો ! આ જોઇને પેલો મિત્ર પણ ઠાઇ ગયો, તેણે પેલાં બિલ માટે અને ગૃહસ્થે ઘડીઆળ ફરીથી દુરસ્ત કરાવવાના ખર્ચ માટે શું કર્યુ ? !

(૭) કાઠીઆવાડના એક ગૃહસ્થ કલકત્તામાં ધંધો કરતા હતા. એક બીજા કાઠીઆવાડી ગૃહસ્થ ત્યાંથી દેશમાં આવતા હતા તેની સાથે તેઓએ પોતાનો એક ટ્રંક મોકલ્યો, તેમાં લગભગ રૂપીઆ પાંચેક હજારનો માલ હતો ટ્રેનમાં ગીરદી ખુબ હોવાથી એ ટ્રંક ખોટે ચઢી ગયો ! ટ્રંક મોકલનાર તથા સાથે લઇ જનાર બેઉ ગૃહસ્થની કેવી ગંભીર દશા ? ! ધર્મ કરતાં ધાડ થઇ !!

(૮) મારા એક ઓળખીતા ગૃહસ્થ ગ્રાન્ટરોડ પર રહેતા હતા. તેમના એક મિત્રે આવતા જતા શખ્સ સાથે નડીઆદથી એક પત્ર મોકલ્યો, તેમા છાપાની એક કાપલી હતી. એ કાપલી જાહેરખબર છપાવનારી એક પેઢીની હતી તે બીડી મોકલવાથી "બાયો કેમીસ્ટ્રી એટલે શું ?" એ નામનુ ચોપાનીઉ પેઢી તરફથી મફત મળતુ હતુ નડીઆદી મિત્રે પત્રમાં લખ્યુ હતુ કે "*** તમો ભાઇ શ્રી જાતે તસ્દી લઇ ગીરગામમાં આવેલી એ પેઢીને કુપન બતાવી ચોપાનીઉં મફત મેળવીને કોઇ જોડે અહીં' મોકલી આપશો તો ઉપકાર થશે !!!" ટપાલમાં પરબારૂં કુપન મોકલવાનો ખર્ચ તે વખત માત્ર અર્ધો આનાનો થતો હતો, પણ એટલો બચાવ કરવાથી શું થયુ ? નડીઆદથી આવનારા ગૃહસ્થ કોટમાં ફ્રીઅર રોડ પર રહેતા હતા તેમને લોકલ ટ્રેનમાં ટીકીટ ખર્ચીને ચર્ચગેટથી ગ્રાંટરોડ આવવુ પડયુ, મારા મિત્ર વિચારમા પડયા કે ગ્રાન્ટરોડથી ગીરગામ સુધી હુ ચાલતો જઉં કે જતાં આવતાં ટ્રામના બે આના ખરચુ ?! કોઇએ સલાહ આપી કે તમેજ આ કુપન અાઠના બે પૈસા ખરચીને ટપાલમાં ગીરગામ મોકલી દો, અને ચોપાનીઉં તમારા દોસ્તને પરબારૂં મોકલી આપવા પેઢીને લખી જણાવો !

બસ, બહુ થયુ ! બાળકો, આ બધા ટાઢા પહોરના તડાકા સમજશો નહિ ખરેખર બનેલા આ દાખલા છે આવા અનુભવો ઘણાને થાય છે, અને હજી નહિ થાય તેની કાંઇ ખાતરી નથી,



# સ્વામી વિવેકાનંદ

લખનાર:—અમ્બેલાલ સવરામભાઈ-દેસાઈ.

આ સ્વદેશ ભક્ત અને મહાન સન્યાસીનો જન્મ કલકત્તામાં કાયસ્થ જાતિમા દત્ત નામના કુટુંબમાં તા. ૧૨ મી જાન્યુઆરી સને ૧૮૬૪ ને દિવસે થયો હતો એમનુ પ્રથમ નામ વીરેશ્વર પાડવામા આવ્યું હતુ અને જ્યારે એમને નિશાળે મૂકયા ત્યારે એ નામ ફેરવીને નરેન્દ્ર નામ રાખવામાં આવ્યુ સંન્યાસી થયા પછી તેઓ સ્વામી વિવેકાનંદના નામથી જ આખી દુનીયામાં પ્રસિદ્ધ થયા હતા એમના પિતાનું નામ વિશ્વનાથ અને માતાનુ નામ ભુવનેશ્વરી હતુ

બાલ્યાવસ્થામા પણ સ્વામીજીની સ્મરણશક્તિ એટલી બધી તીવ્ર હતી કે ૭ વર્ષની ઉમ્મરે તો અમરકોશના કેટલાક સંસ્કૃત શ્લોકો તેમણે મ્હોએ કર્યો હતા સ્વામીજીને ભણાવવાનુ કામ એમની માતા જ કરતાં સાત વર્ષની ઉમ્મરે તેમને નિશાળે મૂકવામા આવ્યા હતા

ન્હાનપણુમાં જ તેમનામાં સન્યાસી બની જગતની સેવા કરવાના ચિહ્ને સ્પષ્ટપણે જણાતાં. કોઈ નવો વિદ્યાર્થી નિશાળમાં આવે તો તેને તે પૂછતા કે, "તારા વંશમા કોઈ સન્યાસી થયું છે ?" જો તે હા કહે તો તે તેને બહુ વ્હાલો લાગતો વળી સર્વ વિદ્યાર્થીઓના તે હાથ જોતા અને પોતાનો હાથ જોઈને તે કહેતા કે "હું તો સન્યાસી બનીશ."

રૂપાળં પહેરવામાં તેમને ટાપટીપ બીલકુલ ગમતી નહી,

રમકડાં ટાંગવામા આવતાં હતાં તેનાથી આ કસરતનો ઉદ્દેશ સારી રીતે પાર પડતો પણ જુનુ એટલુ ખરાબ સમજી હમણા આપણા લોકોએ એ રિવાજ કાઢી નાખ્યો છે

બાલક બે મહિનાનુ થાય એટલે રોજ સૂર્યોદય થવાના વખતે તેને નીચેની કસરત કરાવવી બાલકના બન્ને પગ બે હાથમાં પકડી તેનુ ઊંધુ નીચે રાખી તેને ટટાર અને સીધુ પકડી રાખવુ. તેના હાથ તેના ડોકા નીચે રાખી તેના પગ પાછળ વાંકા વાળી બાલકનુ શરીર મનુષ્યના જેવુ થોડુ મોડું વાળવું. (જુઓ ચિત્ર પહેલું)

બાલક પાંચ મહિનાનુ થયા પછી તેના હાથમા લાકડી (દોરી દોરવાની) પકડવા આપવી અને બાલકનુ શરીર અધર રહે એવી રીતે તેને આપણે ઉચકવુ (જુઓ ચિત્ર બીજુ અને ત્રીજુ)

એવી રીતે બાલકને પોતાના શરીરનો ભાર તોળવાની ટેવ પડશે. તેવી જ રીતે બાલકના પગ મજબૂત પકડી તેનું શરીર અધર રાખતાં અને લાબુ કરવા શીખવવુ (જુઓ ચિત્ર ચોથું)

ઉપર જણાવેલી કસરતની રીતો છોકરા અને છોકરી બન્ને માટે છે એવી રીતે બાલકોને કસરત કરાવવાથી એવુ માલમ પડયુ છે કે, એ કસરતથી બાલકોના હાથપગ મજબૂત બનીને તે છઠે મહિને ચાલતાં શીખ્યા છે તેની છાતી ૧૮ તસુ હતી તે ૨૧ તસુ થઇ છે, અને વજન એક શેર વધ્યુ છે

એવી રીતે છેક નાનપણથી બાળકોને ધીમે ધીમે કસરતની ટેવ પાડવાથી તેની પાચનક્રિયા સારી થાય છે, અને હાથ પગ દોરડી ને પેટ મોટુ ઓરડી એવાં શરીરનાં જે બાલકો આપણે અહીં દેખાય છે, તેવાં ન દેખાતાં તેના સર્વે અવયવો સરખા, સશક્ત અને સુદૃઢ દેખાય છે

અમેરિકાનુ ઉદાહરણ લઇને જર્મનીએ પણ છેક નાનાં બાલકોને કસરત કરાવવાની પદ્ધતિ અમલમા મૂકી, અને તેનાથી તે દેશનાં બાલકોનાં આરોગ્ય, બળ, ચપળતા, અને ઉદ્યોગ વધ્યા છે એમ જર્મનીના વૈદ્ય કહે છે

―――◦―――

# કાચબો અને ગરૂડ

હતુ સરોવર એક, છેક જંગલની માંહિ,
તેમાં જળચર જીવ, વસીને આનંદ પામે,
રહે કાચબો ત્યાંય, જળમાં વિહાર કરતો,
ઉંચો નીચો જાય, સદા પાણીમાં સરતો
૧ (ચિત્ર ૧ લું)

કદી નીસરી બ્હાર, કુદરતની શોભા જોતો,
ઝાડપાન ને ફૂલ, જંગલના પશુ પંખીઓ,
જળમાં પાછો જાય, પણ સંતોષ ન થાયે,
સૃષ્ટિનું સૌ રૂપ, કેમ હાવે નિરખાયે ૨
પાંખો મારે હોત, સહુ પંખીની પેઠે,
જરૂર ઉંચે જાત, વિયતની ઉડત વાટે,
ઉંચી ગતિને માટ, ઘાટ કંઇ ઘડવો મારે.
ઠગબાજી કું કાંઈ, કરી અજમાવું ભારે ૩
મનમાં કરી વિચાર, બ્હાર તે જલદી જાતો,
બોલ્યો, 'પક્ષી ભાઇ, સુણો સૌ મારી વાતો,
પૃથ્વી રત્નની ખાણુ, ગણાયે વેદ વારાથી,
જોઈ મેં સાક્ષાત, ફરૂં છું બાલપણાંથી. ૪
સોનું રૂપું સર્વ ધાતુઓ અમુલખ ઝાઝી,
હીરા મોતી સાર, ઝવેરની જુદી જાતી,
નથી કશું અજાણુ, ધરાવુ શક્તિ સારી,
પથ્થર જેવી પીઠ જુઓ આ કેવી મારી ! ૫
ગતિ કરૂં છું છેક, ભૂમિના ઉંડાં પડમાં,
દેખાડું સૌ રિધ, તમોને એક જ પળમાં,

માત્ર કરો મુજ કામ, શરત છે મારી સારી,
ઉડવુ છે આકાશ, આશ છે મારી એવી
૬ (ચિત્ર ૨ જું)
જે બેસાડી પાખ, મને આકાશ બતાવે,
તે જ રતનની ખાણુ, મુજ સાથે જોવા આવે,"
સુણીને આ વાત, ગરૂડે માથે લીધુ,
ઠીક મળે છે લાગ, કામ સ્હેલુ ને સીધુ ૭
પહોળી કરીને પાંખ, કાચબો ઉપર લીધો,
ફડફડ ઉડી જાય, ગગનમાં સીધે સીધો,
ગામ નદી ને ઝાડ, પ્હાડ ને સાગર સર્વે,
થયો કાચબો ખુશ, જોઇને મોટા ગર્વે
૮ (ચિત્ર ૩ જું)
'પક્ષીનો આ રાજ, તેહ ઉપર મુજ સ્વારી,
એનો હું શિરતાજ, આજ મે કીધી ભારી!"
ગરૂડ આવ્યો હેઠ, હેઠ પૃથ્વી પર ઉભો,
લઇને ચાંચે ચડપ કાચબો નીચે મૂકયો ૯
ગરૂડ બોલ્યો, "ભાઈ, હવે આવ્યો તુજ વારો,
બતાવ રત્નની ખાણુ, વચન પાળે તે શાણો;"
હાંજા ગગડી જાય, કાચબાભાઈ તણાં તો,
ધ્રુજવા લાગી કાય, ગરૂડની જોઇ આંખો. ૧૦
પાણીનુ જે જીવ, જમીનને કયાંથી કાપે!
કેમ રતનની ખાણુ, કાચબો ખોળી કાઢે!
જાણી ખોટી પોલ, ગરૂડ તો ખીજે બળતો,
મરડી નાખી ડોક, કાચબાભાઇ તણી તો
૧૧ (ચિત્ર ૪ થુ)
(સાર) ગજા વગરની વાત, ન કરવી ખોટી કાંઇ,
ગજું કરી જો હોય, પાળવુ વચનેથી ભાઇ,
ખોટુ આપી વેણુ, બીજાને ઠગવા જાયે,
હોયે આવી હાણુ, જાનનુ જોખમ થાયે. ૧૨

# શાર્લમનની બહાદુરી

[ લખનાર – રમણલાલ નાનાલાલ શાહ ]

યુરોપ ખંડમાં ફ્રાન્સ નામનો એક દેશ છે તે દેશમાં બહુ જુના જમાનામાં એક મહાન્ સમર્થ રાજા થઇ ગયો તેનું નામ શાર્લમન હતું આપણા દેશમાં જેમ રાજા રામ, ભગવાન કૃષ્ણ, અશોક, પ્રતાપ, શિવાજી વિગેરેનાં નામો ઇતિહાસમા યાવચ્ચંદ્ર દિવાકરો મશહુર રહેશે તેમ યુરોપમાં તે રાજાનુ નામ મશહુર રહેવાનુ

ફ્રાન્સમાં પહેલા ગૉલ લોકો રહેતા હતા. તેમને હરાવી જર્મનીમાંથી ફ્રેન્ક જાતિના લોકોએ ફ્રાન્સનો કબજો લીધો તે પરથી તે દેશનુ નામ ફ્રાન્સ પડયું આ જાતિમાં શાર્લમન નામનો રાજા થયો. તમને તે રાજાના વિવેકની એક વાત કહુ છુ.

આ રાજા એવો તો ભારે લડવઇયો હતો કે નજીકના સ્પેન દેશ પર જોગવટો કરનાર મૂર (મુસલમાન) લોકોને તેણે ફ્રાન્સમાં ન આવવા દીધા એટલું જ નહિ પણ આ મહાન્ દાબના જ કબજામાં હતું તેનો દરબાર એ વિક્રમ રાજાના દરબાર જેવો હતો દેશ દેશના વિદ્વાનો ત્યા એકઠા થતા અને ધર્મચર્ચા કરતા શાર્લમન રાજાએ ખ્રીસ્તી ધર્મની બહુ ભારે રક્ષા કરી હતી. શાર્લમન રાજા એવો બળીઓ હતો કે તે યુધ્ધ જતો ત્યારે એક હાથમા નાગી તરવાર અને એક હાથમાં બળતી મશાલ ઝાલીને એકસો શુરવીર સરદારો તેની તહેનાતમાં તેના રક્ષણકાજે રહેતા હતા

એક વખત શાર્લમન રાજા જંગલમાં શિકાર કરવા ગયો હતો. છેટે જતાં વરસાદ ને વાવાઝોડાના ભારે તોફાનને લઇને તે જંગલમાં પોતાના સાથીઓથી વિખુટો પડીને રસ્તો ભુલી આમતેમ અથડાવા લાગ્યો. રાત પડવા આવી હતી અને અઘોર જંગલમાં હાડકા વીંધી નાખે એવી કારમી ઠંડીમાં પોતાની શી દશા થશે એ વિચારે રાજા મુઆતો હતો ત્યા અચાનક માથે કોલસાના ટોપલાવાળા એક ગામડીઆને શાર્લમને જોયો. શાર્લમનને બિચારો ગામડીઓ તો ક્યાંથી જ ઓળખે? પણ ગરિબ હોડો ફુળા કાળજાના અને દયાળુ હોય છે શાર્લમનને તે આવકાર દઇ પોતાને ઘેર તેડી ગયો. (જુઓ આ સાથેનુ ચિત્ર). ત્યા તેણે શાર્લમનની બની શકતી રીતે સારી મ્હેમાનગીરી કરી રાજા બહુ ખુશ થયો. તે ત્યાં જ રાતવાસો રહ્યો બીજે દિવસે સવારે તે પોતાને માર્ગે લાગ્યો. જતાં જતાં તેણે પેલા ગામડીઆને પૈસા આપવા માંડ્યા પણ તે ભલા ને સ્વમાની માણસે કાંઇ પણ લેવાની ના પાડી. રાજાએ કહ્યુ કે હુ દરબારમા ઉંચા હોદ્દા પર છુ તુ ત્યાં જરૂર આવજે

બીજે દિવસે કોલસા વેચવા તે ગરિબ ગામડીઓ જ્યારે રાજધાનીના શહેર (પારિસ)માં ગયો ત્યારે તે દરબારમાં ગયો. (જુઓ આ સાથેનુ ચિત્ર) તપાસ કરતાં શાર્લમનને ગામડીઆના આવ્યાની ખબર મળી અને તેને અંદર બોલાવ્યો. હવે જ તે ભલા ભોળા ગામડીઆએ જાણ્યું કે પોતાને ત્યાંનો રાજવંશી મ્હેમાન તો ખુદ શાર્લમન જાતે જ હતો. શાર્લમનને તેને પોતાના સરદારોની સાથે બેસાડયો અને તેને એક મોટા સરદારની પદવી આપી પુષ્કળ ધન આપ્યુ આમ તે ભલા ગામડીઆનું ભાગ્ય શાર્લમને ફેરવી નાખ્યુ

અલી બાબાની બીબીની અજાયબીની સીમાજ ન રહી ।



# અલીબાબા–ચાલીસ ચોર

લખનારા–
શ્રી. નાગરદાસ ઇ પટેલ

ઇરાનના એક શહેરમાં અલીબાબા અને કાસિમ નામના બે ભાઇઓ રહેતા હતા. કાસીમ ધીરધીર તાલેવાન થયો હતો અને અલીબાબા ગરિબાઇમાં સબડતો હતો. લાકડાં કાપી તે પોતાનું પેટીયું કુટી કાઢતો હતો

એક વખત તે જંગલમાં લાકડાં કાપતો હતો તેવામાં દૂરથી ઘોડેસ્વારો આવતા તેને જણાયા અલીબાબાએ ઝાડે ચઢીને જોયું અને તેમને ચોર જાણીને બીકનો માર્યો ઝાડ તે પર છુપાઇ રહ્યો.

એક પછી એક ચાલીસ જણ ત્યાં આવી પહોંચ્યાં. તેમની પાસે લૂટેલો પુષ્કળ માલ અને પૈસા હતા તેમના સરદારે પાસેના ટેકરા આગળ આવી કહ્યું–'ખુલ જા સમસમ,' અને અલીબાબાની નજરની વચ્ચે એક જાદુઇ બારણું ઉઘડ્યું અને સઉ અંદર જઇ માલ અને પૈસા મૂકી આવ્યા. બહાર આવ્યા પછી સરદારે કહ્યું 'બંધ હો જા સમસમ,' અને બારણું બંધ થઇ ગયું.

ચોરો ચાલ્યા ગયા અને અલીબાબા નીચે ઉતર્યો કુતુહલથી તે બોલ્યો 'ખુલ જા સમસમ !' અને ગુફાનું બારણું ઉઘડ્યું. તેમાં દાખલ થઇ તેણે પોતાનાથી લેવાય એટલી સોના મહોરો ઉઠાવી અને પોતાના ગધેડાં ઉપર કોથળીઓ લાદી ઉપર લાકડાં ભર્યાં અને રાત પડતાં ઘેર ગયો.

તેની વહુ મોડું થવા માટે ઠપકો આપતી હતી પણ અલીબાબાએ તેને ચુપ કરી અને બધી વાત સમજાવી. મહોરો જોઇ તે

આ ત્યાંથી બધા ગયા જેવી રીતે બધા પૈસા દાટવા માટે અલીબાબાએ ખાડો ખોદ્યો અને તેની સ્ત્રી કાસીમને ત્યાંથી મ્હોરો લેખવા ત્રાજવાં લઇ આવી. કાસિમની સ્ત્રીએ ત્રાજવાના નીચે મીણ ચોટાડ્યું હતું તેથી એક મ્હોર ચોંટી રહી હતી તે ઉપરથી જ્યારે ત્રાજવાં અલીબાબાની વહુ પાછાં આપી ગઇ ત્યારે કાસીમની સ્ત્રીના જાણવામાં આવ્યું કે અલીબાબા પાસે ખૂબ પૈસા થયા છે! અલીબાબાએ પોતાના પૈસા જોખીને દાટી દીધા

કાસિમ અલીબાબા પાસે આવ્યો અને તેને પૈસાની ખાણ બતાવવાનું કહેવા લાગ્યો ભોળા અલીબાબાએ તરત જ બધી વાત કહી. કાસિમ ખચ્ચરો લઇ જ જંગલમાં ગયો અને 'ખુલ જા સમસમ' કહીને ગુફા ઉઘાડી તેણે મ્હોરોની ખૂબ કોથળીઓ એકઠી કરીને દરવાજા આગળ આણી પણ પૈસાના હર્ષમાં તે ગાંડો થયો અને બારણું ઉઘાડવાની વખતે 'સમસમ' શબ્દ ભૂલી ગયો. તેથી બારણું ઉઘડ્યું જ નહિ. થોડા વખતમાં ચોરો આવી લાગ્યા અને તેમણે કાસિમને ત્યાં જોઇને મારી નાખ્યો.


ચોરોએ કાસીમને મારી નાખ્યો.

કાસિમ આવ્યો નહિ એટલે તેની સ્ત્રીએ બીજે દહાડે અલીબાબાને તપાસ કરવા કહ્યું; અલીબાબાએ આવીને તપાસ કરી તો કાસીમને મરી ગયેલો જોયો. તેનું મડદું તે લઇ આવ્યો અને કાસિમની સ્ત્રીને હકીકત સમજાવી. તેની મોરજીઆના નામની દાસી ઘણી ચતુર હતી તેના ઉપર બધા કામનો બોજો નાખ્યો

કાસીમ માંદો છે એવી અફવા તેણે ફેલાવી. ને એક વખત દવા લઇ આવી અને મોટી ધામ ધુમ મચાવી. પછી તેના

મરી જવાની કાસીમની સ્ત્રીએ પોક મુકી બાબા મુસ્તફા નામના મોચીને આખોએ પાટા બાંધી દાસી કાસીમના ઘરમાં લઇ આવી અને કાસીમનુ મુડદુ સીવડાવી લીધુ પછી તેની દફન ક્રિયા ક્રિયા કરી દીધી



* કાસીમની સ્ત્રીએ પોક મુકી

ચાળીસ દહાડા પછી કાસીમની સ્ત્રીએ અલીબાબા સાથે હીયરવટુ કર્યું*. મુસલમાનોમા એમ કરવામાં હરકત હોતી નથી

કાસીમનુ મુડદુ ગયુ તેની તરત જ ચોરોને ખબર પડી અને તેમણે તે માટે તપાસ કરવાનુ ઠરાવ્યું, એક જણે તપાસ કરવા માંડી.

એક ઠગ એક સવારે અલીબાબાવાળા શહેરમા આવ્યો અને બાબા મુસ્તફાની તેને ભેટ થઇ ગઇ. વાતવાતમાં તેણે જોઇતી વાત કઢાવી અને બાબા મુસ્તફાને પૈસા આપીને પેલુ ઘર બતાવવા આગ્રહ કર્યો. ચોરે તેની આંખે પાટા બાંધ્યા અને બાબા મુસ્તફા મણી ગણીને ડગલાં ભરીને ચોરને અલીબાબાના ઘર આગળ લઇ આવ્યો ચોરે અલીબાબાના ઘર ઉપર ચાકથી × આવી નિશાની કરી. તરત જ તે પોતાના સરદારને મળ્યો અને બીજે દિવસે અલીબાબાને ઘેર દરોડો લઇ જવાનું ઠરાવ્યું

મોરજીનાના બહાર ગઇ હતી તે આવી ત્યારે તેણે બારણાં ઉપર ચાકની નીશાની જોઇ તે ચતુર સ્ત્રી એવી નિશાની નજીકના પાચ દસ મકાન ઉપર કરી આવી પેલો ચોર પોતાના સરદાર તથા ટોળાને લઇ આવ્યો, પણ દરેક જગ્યાએ નિશાની જોઇ

* હીયરવટુ=દીયર (વરના નાના ભાઇ) સાથે નાતરૂ (પુન લગ્ન) કરવુ ૮,

તેઓ પાછા ગયા તેઓનો હાવરો ભરાયો અને પેલા નિષ્ફળ નીવડેલા ચોરને તેમણે ડોકું કાપી નાંખવાની સજા ફરમાવી. એક જણે પેલા ચોરનુ ડોકુ કાપી નાખ્યું આ કામ પછી બીજા એક જણે તે કામ કરવાનુ માથે લીધુ, તેણે પણ મહેનત કરી પણ ચતુર મોરજીયાનાની યુક્તિયે તેને પણ હરાવ્યો. સરદારે અને ચોરોએ તેને પણ મોતની સજા કરી.

પછી તો સરદારે જ કામ માથે લીધુ, અને કાંઈપણ નિશાની કરવાને બદલે ઘરની બાંધણી વિગેરે બરાબર ધ્યાનમાં રાખ્યું પછી તેણે તેલના વેપારીનો વેશ ધારણ કર્યો અને ઓગણીસ ગધેડા મગાવી તેની બે બાજુ કુપ્પામાં એકેક ચોરને બેસાડયો. એક કુપ્પામાં તેલ ભર્યું અને સાંજને વખતે અલીબાબાને ત્યા આવ્યો અને રાત રહેવા દેવાને વિનતી કરી. અલીબાબાએ તેને ગધેડાં પૂરવા પોતાનો વાડો વાપરવા આપ્યો અને તેની જમવાની સોઇ કરી, તેને પોતાના મકાનમાં સુઈ જવાની ગોઠવણ પણ કરી દીધી.

એવામા દિવો હોલવાઇ ગયો તેમ જ તેલ પણ ખુટી પડયું; એટલે કાસીમના દીકરા અબદલ્લાએ મોરજીયાનાને કહ્યુ કે, 'જાને' વાડામાં આટલાં બધા કુપ્પા પડયાં છે તેમાથી લઇ આવ.' મોરજીયાના ગઇ અને કુપ્પા આગળ ઉભી રહી એટલે અંદરના ચોરે પૂછયુ 'કેટલો વાર' ? ચતુર મોરજીયાના બધું સમજી ગઇ એટલે ધીરેથી બોલી 'થોડીક જ વાર છે' પછી તે તેલના કુપ્પા આગળ આવી અને તેલ લીધુ ઘરમાં જઇ મોટું વાસણ લાવી ત્યારે તેલ લઇ જઇ ખુબ કકડાવ્યુ અને દરેક કુપ્પામાં થોડું થોડુ રેડી આવી. આથી પેલા ચોર દાઝીને મરી ગયા.

મોરજીયાના દીવો બધ કરી એક બાજુ સતાઇ રહી. થોડીવારમાં પેલો સરદાર ઉઠયો અને પોતાના માણસોને બોલાવવા લાગ્યો પણ તે ઉઠયા નહિ એટલે પાસે જઇને બોલ્યો, 'અલ્યા ઉંઘી ગયા કે શું ?' પણ કોણ જવાબ આપે ? તે બધાને મરી ગયલા જોઇ તે પણ રાતોરાત નાસી ગયો.

અલીબાબાને બધી વાતની બીજે દહાડે ખબર પડી; એટલે તેણે પોતાનો તથા પોતાના કુટુંબનો જીવ બચાવવા માટે મોર્જીયા

નાનો ઘણો જ આભાર માન્યો. પેલાં મડદાંઓ એક મોટો ખાડો ખોદી અંદર દાટી દીધાં

ચોરોના સરદારને હવે એકલા ગમે એમ ન હતું કોઈપણ ઉપાયે તેણે અલીબાબાને મારી નાખવાનું નક્કી કર્યું હતું એટલે તેણે કાસિમના દીકરા અબદલ્લા સાથે નવા લેબાસમાં દોસ્તી કરી ખ્વાજાહસનના નામથી તેણે ઉમરાવ જેવા ઠાઠમાઠથી રહેવા માંડ્યું હતું તથા ધંધો કરવા માંડ્યો હતો અબદલ્લાને તેણે પોતાના વૈભવથી આંજી નાખ્યો. એક દહાડો તેને જમાડ્યો અને ધીરે ધીરે તેણે અલીબાબાના ઘરમા આવવા જવાનું કર્યું. એક વખત અલીબાબાએ તેને નોતરૂ દીધું પણ તેણે કહ્યું કે હું મીઠું ખાતો નથી એટલે મને મીઠાવાળી ચીજો ચાલે નહિ. ખપે અલીબાબાએ તે કબુલ કર્યું અને જે ચીજમાં મીઠું ન આવે એવી ચીજો તૈયાર કરાવી ખ્વાજાહસનને તેણે જમવા બોલાવ્યો

બધા જમી રહ્યા બાદ મોરજીયાનાને નાચ કરવા બોલાવી મોરજીયાના નૃત્યકળામા કુશળ હતી. નાચનો ધીરે ધીરે રંગ જામ્યો એટલે એણે ખંજરનો નાચ શરૂ કર્યો સૌ તેના એ નાચ ઉપર આફરીન થઈ ગયા ધીરે ધીરે તેણે એવો તો રંગ જમાવ્યો કે સૌ તેમાં ભાન ભૂલ્યા. પાછીવારે તે એકદમ કુદી અને ખ્વાજા હસનની છાતીમાં ખંજર ખોસી દીધુ અલીબાબા વિગેરે તેની આ વર્તણુંકથી નવાઈ પામ્યા પણ તરત જ તેણે ખુલાસો કર્યો કે આ ખ્વાજા હસન નહિ પણ પેલો ચોરોનો સરદાર જ છે. અલીબાબાએ આખરે એને ઓળખ્યો અને તેના તથા તેની ટોળીના નાશ માટે મોરજીઆનાનો અંતઃકરણપૂર્વક ઉપકાર માન્યો.

થોડા જ વખતમા ઘણી જ ધામધુમથી અલીબાબાએ અબદલ્લાની સાથે મોરજીઆનાનાં લગ્ન કરી આપ્યાં અને એણે કરેલા ઉપકારનો પોતાનાથી જે થોડો ઘણો બની શકે તેટલો બદલો એ રીતે વાળી આપ્યો.

મોરજીઆના જેવી દાસી પણ પોતાની અક્કલ હુશીઆરી તથા ચપળતાથી સ્વાતંત્ર્ય મેળવી શકી અને પોતાના શેઠનો જાન બચાવી શકી.

———

# બળદ અને ગધેડો

[ લખનાર—શ્રી. વલ્લભદાસ લાલજી કારીયા ]

એક ગામમાં એક ખેડુત રહેતો હતો. તે ખેડુત પાસે સારી જેવી ખેતી તથા પશુ વિગેરેની સારી સંપતિ હતી. આ ખેડુત પાસે પશુમાં એક બળદ અને એક ગધેડો હતો

હવે આ ખેડુત ખાતર કે માટી લઇ જવા લાવવામાં ગધેડાનો ઉપયોગ કરતો, તથા ખેતીમાં બળદને કામ કરાવતો ખાતર કે માટી લાવવાનુ કામકાજ બહુ જ થોડુ તથા ચોમાસામાં (જેઠ માસમા) ઋતુ હોવાથી ગધેડાભાઇને આખુ ચોમાસુ લીલું હરીઆળુ ઘાસ ચરવા મળતુ હતુ અને કામકાજનો બોજ બહુ ઓછો રહેતો હોવાથી ભાઇ સાહેબ "સાંઢ"ના જેવા માતેલા થયા હતા.

પણ બિચારા બળદને બારે માસ કાંઇને કાંઇ કામ કરવુ પડતુ હોવાથી અને ધણી નાખે તેટલુ જ ખાવાનું મળતુ હોવાથી બીચારો ગધેડાભાઇને મોજ મારતા જોઇ પુષ્કળ નિશાસા નાખતો અને પોતાના કમભાગ્યને દોષ દેતો હતો.

આ બન્ને પશુઓને સાથે એક જ પડશાળમાં બાંધવામાં આવતાં હતા. બળદ રોજ નીસાસા મૂકતો હોવાથી એક દિવસ ગધેડાને દયા આવી અને બળદને કહ્યું કે ભાઇ તુ આટલા બધા નીસાસા શું કામ મૂકે છે ? બળદે ગધેડાને પોતાના દુઃખની વાત કરી અને ગધેડાને આટલો બધો દુખી જોઇ મનમાં તેની અરેરાઇ આવી ગધેડાએ બળદનુ દુઃખ જોઇ તેને એક યુક્તિ બતાવી કે જ્યારે તેનો ધણી તેને જ્યારે કામ પર લઇ જવા માટે લેવા આવે ત્યારે માંદા પડવાનો ઢોંગ કરવો અને ધણીને ખાત્રી થાય કે બળદ બીમાર છે ત્યા સુધી ઢોંગ પુરેપુરો ચાલુ રાખવો એવી શીખામણ આપી બળદે ગધેડાનુ કહેવુ માન્યું અને માંદા થવાનો ઢોંગ કર્યો ખેડુતને લાગ્યું કે બળદ માંદો પડ્યો છે, તેથી તે દિવસે તેને કામ પર ન લઇ ગયો. ખેડુતના ગયા પછી બળદભાઇ તો સાજા તાજા થઇ ખાવા લાગ્યા.

# નૂતન વર્ષાભિનંદન

(૧)

(ગઝલ)

નવું આ વર્ષનું વ્હાણું, નવો આજે ઉગ્યો ભાનુ;
કરો બસ સ્નેહનું લ્હાણું, મુબારક સાલ હો તમને! ૧
અહા! નભ તેજથી છાયું, વહે આજે નવો વાયુ
સમર્પી પૂર્ણ દીવોયુ, મુબારક સાલ હો તમને! ૨
નવીન આ વિક્રમે વર્ષે, વિહરજો સુખ ને હર્ષે;
વિલસજો પૂર્ણ ઉત્કર્ષે, મુબારક સાલ હો તમને! ૩
તમારી ભાવનાઓમાં, અમારી ઉન્નતિ વ્હાલા!
જીવન મ્હાલો રસાળાં એ, 'જનાર્દન' પ્રાર્થતો તમને! ૪

—જનાર્દન પ્રભાસ્કર



(૨)

(વસંતતિલકા)

તારો પ્રભુ સકલ સંકટથી અમોને,
રાખો પ્રભુ અનૃતથી અળગા અમોને;
જ્યોતિ પ્રભુ નવલ ચેતનની જગાવો,
રસ્તો પ્રભુ જીવનમાં અમને બતાવો

વજેચંદ લખમીચંદ શાહ

# ઉંદરાની અક્કલ!



(સવૈયા)

એક હતું મરઘીનું બચ્ચું,
તે મનમાં કરતું વિચાર,
આકાશે ઉડતાં સૌ પક્ષી,
હું ઉડી શકતું ન લગાર.
શોધી મનમાં બંદરભાઇની,
સલાહ તે લેવાને જાય;
વાંદરજી કહે તને ઉડાડું,
નહિં તો મારું નાક કપાય.
કહે કાચબો 'જાવા દોને,
આ શી કરવા માથાકુટ'
'ઉડાવું નહિ તો મૂછ કપાવું,
જોઠ કાચબા લમણાકુટ.'
બંદરજી એમ કરી ગુબારો
એક લઇ ઝટપટ આવ્યા,
બાંધી દોરીએ કેડ ઉપર ને,
મનમાં આશા મલકાયા.

દીવાળીના દિવસ હતા ને મરઘાભાઈ મનમા મલકાય,
આકાશે જઈ મોજ કરીશું ભલે કાચબો દિલ બળી જાય;
છુક છુક કરીને બંદરભાઇએ દીવાસળી સળગાવી જ્યાંય,
ગુબારાને ચાંપી કે ત્યા દારૂ સળગ્યો ભભકે ત્યાંય
છુરૂક છુરૂરરરરરરર કરતો ગુબારો આકાશે જાય,
મરઘાભાઇને મજા પડી પણ જીવ પડીકે તો બંધાય.
અરે બાપરે! મજા મારતાં ગુબા પડયા લાગ્યું ચૈ ફરી,
મજા વિનાની વાત કરે તે ગોથા ખાતું જાય મરી

નાગરદાસ ઈ. પરેખ

———o———

બાદી મોર્જીયાનાના નવાઈ જેવા નાચ



## બળદ અને ગધેડો



બળદ અને ગધેડાની વાતચીત

પ પટેલ

બીજે દિવસે પણ બળદભાઈને પોતે મરવાનું મન થયું અને આગલા દિવસ જેવોજ ખેડુત આવતા ખેલ કર્યો ખેડુત આજ પણ બળદને માંદો ધારી ચાલ્યો ગયો, પણ બળદભાઈએ તો ખુબ પોદ મારવા માંડી અને પેર રહેવા લાગ્યા આથી ખેડુત એકદમ કંટાળ્યો કે બળદ હમેશ ને હમેશ માંદો રહે છે, માટે ચાલ વેચી નાખું એમ વિચાર કરી ખેડુતે આ બળદ કસાઈને ત્યાં વેચી નાંખ્યો હવે બળદભાઈ ચેત્યા કે આપણું આવી સુકયું પણ શું કરે કસાઈને ત્યાં ભાઈની પધરામણી થઈ; અને વારો આવતાં બળદભાઈ કસાઈની કાળી કટારના ભોગ થયા અને તેમના ગળા-પરથી છુરી ફરી ગઈ હાય! બિચારે ગધેડાની શીખામણ માની તો કસાઈની કટારના ભોગ થવુ પડ્યું માટે ભાઈઓ! ચેતજો. મુર્ખનો સંગ ન કરતાં, અને તેમની શીખામણનો ઉપયોગ કરી બળદ જેવી હાલતમાં પહોંચવા જેવી સ્થિતિ ઉભી ન કરતા

---

## સુંદર સૃષ્ટિ

આ સુંદર સૃષ્ટિમાં પ્રાણી, મનુષ્ય, વૃક્ષ વિશાળ,
તે સુંદર સઘળાથી શોભે બહુ નાનકડાં બાળ!
કીધાં છે કરૂણાળુ પ્રભુએ પર્વત વન ને ઘાટ,
શોભે સુંદર સુકોમળ ઝાડો ને રહોયાળી વાટ'—૧

તારા ચંદ્ર સુરજ સહુ શોભે સુંદર આકાશે,
નભ સુંદર દેખતા ઉરમાં હર્ષ નહિ માશે.
ઉંચા એ આ કોટ સમા છે પહાડ બહુ સારા,
ખળ ખળ ખળ વહેતી નદીઓ ને આ ખેતર કપાસ.—૨
તેપર દર વર્ષે પ્રભુજી બહુ જળ સ્નેહે રેડે,
ખેડુત તે પહેલા સઘળાં નિજ ખેતરડાં ખેડે.
ખેતર એ તૈયાર થાય પછી બહુ અન્ન થકી જગમાં,
અન્ન જ એ બહુ જોર ભરે તમ દેહતણી રગમાં —૩

એ થકી સર્વ જૂઓ જીવ જંતુ અને મનુજો જીવતા,
ખેતરમાંથી થતા જ કપાસતણા કપડાં શીવતા.
એ પ્રભુતા રચનાર પ્રભો! સ્મરીએ પ્રીતથી તમને,
દો 'કવિંદ' સદા સદ્બુદ્ધિ તમો જલદી અમને.—૪

માધવલાલ આ. કવિંદ



# રુકમણી પ્રદ્યુમ્ન

[લખનાર-રસુભાઇ હરિલાલ શાહ, બી એ.]

શ્રી કૃષ્ણ ભગવાન જરાસંઘથી ડરી જઈને દ્વારકામાં જઈ રહ્યા એ વાત આપણે વાંચી ગયા છીએ. દ્વારકામાં ગયા પછી તેમણે ભીષ્મક રાજાની સ્વરૂપવાન કુંવરી રૂકિમણી સાથે લગ્ન કર્યું. રૂકિમણીનો વિવાહ પ્રથમ શિશુપાળ સાથે કરવામાં આવ્યો હતો પણ તે તેમને પસંદ ન હતું; તેથી તેમણે શ્રી કૃષ્ણને પ્રાર્થનાનો સંદેશો મોકલ્યો અને શ્રી કૃષ્ણે રૂકિમણીનું હરણ કર્યું. રૂકિમણી લક્ષ્મીનો અવતાર હતાં તેથી ભગવાનને મળ્યાં. આ રૂકિમણીના પુત્રનું નામ પ્રદ્યુમ્ન હતું. પ્રદ્યુમ્ન સાક્ષાત્ કામદેવનો અવતાર હતા અને તેથી તેઓ કોઇપણ પ્રકારે તેમના પિતા શ્રી કૃષ્ણથી ઉતરે તેવા ન હતા. કામદેવના શત્રુ, શંબરાસુર નામના રાક્ષસે પ્રદ્યુમ્નને જન્મ્યાને પુરા દસ દિવસ પણ થયા ન હતા તેવામાં બીલાડાના સ્વરૂપે તેમને ઉપાડી જઈ સમુદ્રમાં નાખી દીધા. સમુદ્રમાં એક મોટો માછલો પ્રદ્યુમ્નને ગળી ગયો. એક માછીએ પોતાની જાળમાં બીજા માછલાં સાથે આ માછલાને પકડ્યો. આ માછલાનું મોટું સ્વરૂપ જોઇ તેણે શંબરાસુરને તે ભેટ તરીકે મોકલાવ્યું. શંબરાસુરે તે માછલાને રસોડામાં મોકલ્યું. ત્યાં તેને ચીરતાં અંદરથી એક કાન્તિવાન બાળક નીકળ્યો.

હવે શંબરાસુરને ત્યાં માયાવતી કરીને એક દાસી રસોઇનું કામ કરતી હતી. માયાવતી કામદેવની સ્ત્રી રતીનો અવતાર હતી. કામદેવ જ્યારે મહાદેવના ત્રીજા નેત્રના અગ્નિથી બળી ગયા ત્યારે ફરીથી તેમને મળવાની આશાએ પોતાનું સ્વરૂપ છુપાવી આ શંબરા



શ્રીમતી એની બીસાન્ટ

કુંવરને ત્યાં રહેવા લાગી. નારદજીએ તેને આ માછલીના પેટ-
માંથી નીકળેલો બાળકનું ઓળખાણ આપતાં જણાવ્યું કે આ જ
તારો પતિ કામદેવ છે અને તે શ્રી કૃષ્ણને ઘેર તેમના પુત્ર
પ્રદ્યુમ્નરૂપે જન્મ્યો છે તું એ બાળકની બરાબર સંભાળ રાખજે.
મોટો થશે ત્યારે તે શંબરાસુરને મારી તારી સાથે લગ્ન
કરી પાછો તને લઈ દ્વારકામાં જશે. આ પ્રમાણે નારદજીના વચ-
નથી માયાવતીએ બાળકને અનેક પ્રકારના લાડથી ઉછેર્યો. દ્વાર-
કામાં તો વાયામાંથી પુત્ર ગુમ થયો તેથી હાહાકાર થઈ રહ્યો
પણ કોઈને કશું માલુમ પડયું નહિ

આ બાજુ પ્રદ્યુમ્ન જુવાન વયમાં આવ્યો ત્યારે માયાવતી
તેના તરફ લાજથી જોવા લાગી. પ્રદ્યુમ્ને પોતાને ઉછેરનાર સ્ત્રીનું
આવું વર્તન જોઈ આશ્ચર્ય થવાથી તેનું કારણ પુછયું. માયાવતીએ
નારદજીની કહેલી સઘળી હકીકત તેમને કહી સંભળાવી અને
મહામાયા વિદ્યાનો અભ્યાસ કરાવ્યો તથા શંબરાસુરને મારી
દ્વારકાં જવાનું જણાવ્યું

ત્યાર પછી પ્રદ્યુમ્ને શંબરાસુરની પાસે આવી તેને ગાળો
દઈ તકરાર ઉભી કરી. શંબરાસુરે પ્રદ્યુમ્નની સાથે ભયંકર યુદ્ધ
મચાવ્યું. પ્રદ્યુમ્ને શંબરાસુરનાં દરેકે દરેક હથીઆરો કાપી નાખ્યાં;
તેની માયાનો નાશ કર્યો અને તેનું ડોકું કાપી નાખ્યું. દેવતા-
ઓએ આ વખતે આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરી. ત્યાર બાદ
માયાવતી પ્રદ્યુમ્નને આકાશ માર્ગથી દ્વારકામાં તેડી ગઈ

જ્યારે પ્રદ્યુમ્ને સ્ત્રીની સાથે દ્વારકામાં પ્રવેશ કર્યો
ત્યારે બધાને એમ જ લાગ્યું કે શ્રી કૃષ્ણ જ બહારથી આવે છે.
પ્રદ્યુમ્નનું સ્વરૂપ આબેહુબ શ્રી કૃષ્ણને મળતું આવતું હતું તેથી
સઘળી સ્ત્રીઓએ તેમને શ્રી કૃષ્ણ જાણી તેમની લાજ કાઢી.
જ્યારે પ્રદ્યુમ્ન છેક પાસે આવ્યા ત્યારે રૂક્મિણીને તેમની કાન્તિ
જોઈ તેમના પર બહુ જ વ્હાલ આવ્યું તેમણે સઘળાંને જણાવ્યું
કે મારો સુવાવડના ઘરમાંથી ચોરાઈ ગયેલો પુત્ર જો જીવતો હોત
તો આના જ જેવડો હોત. કોણ જાણે શાથી મને એ મારા પુત્રના
જેવો જ વ્હાલો લાગે છે! ધન્ય છે એના માતપિતાને! એટલામાં
શ્રી કૃષ્ણ પણ ત્યાં આવી પહોંચ્યા અને સઘળું જોયા છતાં
પણ બધાંની સાથે આશ્ચર્ય પામ્યા એટલામાં જ નારદજીએ આવી
સઘળો ભેદ સંભળાવ્યો અને સર્વ સ્ત્રીઓએ પ્રદ્યુમ્નનો સત્કાર કર્યો.

ખોવાઈ ગયેલા પ્રદ્યુમ્નને પાછા આવેલા જોઈ દ્વારકાના લોકો તો હર્ષઘેલા બની ગયા. ઘેર ઘેર તોરણો બંધાયાં અને સઘળે આનંદ આનંદ થઈ રહ્યો.

*　　*　　*　　*

પ્રદ્યુમ્નનો મામો એટલે રૂક્મિણીનો ભાઈ રૂક્મિ નામે હતો તેણે શ્રી કૃષ્ણ રૂક્મિણીનું હરણ કરી ગયા તે માટે તેમની સાથે વેર બાંધ્યુ હતું. જ્યારે તેની દીકરી રૂક્માવતીનો સ્વયંવર કરવામાં આવ્યો ત્યારે પરાક્રમી પ્રદ્યુમ્ન તેને સ્વયંવરમાંથી ઉપાડી લાવી પરણ્યા હતા. રૂક્મિએ આ લગ્ન કબુલ રાખી પાછલુ વેર કાઢી નાખ્યુ અને પોતાની બેન રૂક્મિણીને સારૂ લગાડ્યુ

પ્રદ્યુમ્નને અનિરૂદ્ધ નામે પરાક્રમી પુત્ર થયો. તેણે બાણાસુરની દીકરી ઉષાસાથે લગ્ન કર્યું હતુ એ વાત અગાઉ આપણે 'બાલજીવન'માં વાંચી ગયા છીએ

ઘણા સમય પછી પાંડવોએ રાજસૂય યજ્ઞ કર્યો અને શ્રી કૃષ્ણ પ્રદ્યુમ્નને દ્વારકાના રક્ષણનુ કામ સોંપી ત્યાં ગયા હતા, તેવામાં શાલ્વ નામે બળવાન રાજા દ્વારકાં પર ચઢી આવ્યો તેની સાથે પ્રદ્યુમ્ને સત્તાવીસ દિવસ સુધી બહાદુરીથી યુદ્ધ કર્યું અને દ્વારકાનો બચાવ કર્યો, આખરે શ્રી કૃષ્ણે આવી તેને માર્યો. પ્રદ્યુમ્ને આ સિવાય બીજા ઘણાં પરાક્રમો કર્યા હતા.

## ખોળી આવ !

### દરેક લીટીમાં એકેક ફુલ છે

(૧) ભાભાની સેવા સરસ કરેલ નવું નવુ શીખવાની છે.
(૨) નદુભાઈ પોતાના ગજીન પારણમાં સુતા હતા
(૩) એવુ તે કેવુ આપ્યુ કે દાદ મહી એ ભરાઈ રહે !
(૪) ને ઓડા જેવો થઈ ગયો અને નાન ભમ કરવા લાગ્યો.
(૫) કારીગરોએ કમર કમીન કામ ઝટ પુરૂ કર્યું
(૬) કે ઇચ્છા ભળે રીસાવુ જોઇએ નહિ.
(૭) મનુના દેર જમ રમખાણનો જીવ લઇ ગયા.
(૮) અમેની વાડીમા સીતા ફળના ભા રોપતી હતી.
(૯) મોહનને કોપ રડાવાથી માસ્તરને બે ચાર લાપટ મારી
(૧૦) રવિ આશ્રમમાં રામદાસ સત રામને લખને આપ્યા

શાન્તિલાલ છેટાલાલ શાહ

(જવાબ ખોળી કાઢો ને વધારે ચીજવ માટે ઇનામ માળા જુઓ.)




[યોજનાર—ભાઈ પુરુષોત્તમદાસ હરિદાસ પટેલ, ઉ. વ. ૧૪]



જંગલમાં એક શિકારી પોતાનું તીર કામઠું લઈ હરણની પાછળ પડ્યો. ચાલાક ભાગ્યું હરણ જીવ બચાવવાને માટે મોટી મોટી છલંગો ભરતું ત્યાંથી દોડ્યું અને શિકારી તેની પાછળ પડ્યો. શિકારીને મન રમત હતી અને હરણને પોતાનો જીવ બચાવવાનો હતો એટલે તે સપાટાભેર પણ દૂર નીકળી ગયું. કમ નસીબે રસ્તો સપાટ હતો એટલે આગળ દોડવાથી કંઈ વળે તેમ નહોતું. હરણે આજુબાજુ નજર કરી તો નજીકમાં જમીન પર લીલી દ્રાક્ષના પુષ્કળ વેલા ઉગ્યા હતા. તેની અંદર આસ્તે રહીને તે એવી રીતે લપાઈ ગયું કે શિકારી તેને જોઈ ન શક્યો. શિકારી ત્યાં થોડીક વાર થાક ખાવા ઉભો. એટલામાં તે હરણને અવળી બુદ્ધિ સૂઝી. જે લીલાં પાંદડાંવડે તે ઢંકાયો હતો તે પાંદડાં તેણે એક પછી એક ખાવા માંડ્યાં. પરિણામ એ આવ્યું કે પાંદડાં ઓછાં થઈ જવાથી હરણ શિકારીની નજરે પડ્યું અને તેને તરત જ ધનુષ પર બાણ ચડાવી વીંધી નાખ્યું. [illegible] જેઓ ન કરવાનું કામ કરે તેઓ એ હરણની જેમ નાશ પામે.

# ક્રોધજિત કાશીરાજ

[લખનાર ને ચિત્રમુદ્રક—શ્રી. જયમોહન ૨. મીસ્રી]

કાશીપુરમાં કાશીરાજ નામે પૂર્વે કેટલાક વખત ઉપર એક રાજા રાજ્ય કરતો હતો. તેણે ક્રોધને એવો તો કાબુમાં રાખ્યો હતો કે તે કદી થવા પામે જ નહિ. તે રાજા કોઈને અપશબ્દ કે અપમાન કરી ક્રોધ કરતો નહિં, અને દરેક સંકટ ધીરજથી સહન કરતો. તેને ક્રોધ કરવા જેવા ઘણાએ પ્રસંગો આવી જતા હતા, પણ તે ધૈર્ય અને શાંતિથી ક્રોધનો વિજય કરતો. તેના આવા ગુણોનાં કીર્તિંગાન દેવલોકમાં પણ થવા લાગ્યાં.

એક વાર ઇંદ્રરાજાની સભામાં નારદે આવીને તે રાજાના સારી રીતે કીર્તિગાન કર્યાં આથી ઇંદ્ર તથા દેવસભા સર્વ ચકિત થઈ ગયા. ત્યારપછી ઇંદ્રે પણ તેની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો અને પોતે એક સન્યાસીનું રૂપ ધારણ કર્યું તેનું મ્હોં બા-વાઠા જેવું અને આખું શરીર લોહીવાળું એવું દુર્ગંધ મારતું હતું, કે કોઈ પ્રાણી પણ તેની પાસે ઉભું રહી શકે નહિ. પછી



નારદ સ્ત્રીને ટાકી રહી પડી (જુઓ પાન ૫૫)

ઇંદ્ર હાથમાં દંડ અને કમંડળ લઈ ધીરે ધીરે 'ભિક્ષાં દેહી' કરતા

રાજાના દરબારમાં આવ્યા. રાજાએ આવા સંન્યાસીને જોઈ જરા પણ સંકોચ પામ્યા વગર પ્રેમપૂર્વક તેમનો સત્કાર કર્યો; અને ભોજન માટે પ્રાર્થના કરી.

સન્યાસી ગુસ્સાથી બોલ્યા, 'અલ્યા સાંઢીઆ ! જો ત્હારો વિચાર ભોજન કરાવવાનો હોય તો હું કહું તે તૈયાર કરાવ.' આ સાંભળી રાજાએ આજ્ઞા શીર ચઢાવી, ત્યારે સન્યાસીએ કહ્યું, ત્હારો આ એકનો એક કુંવર છે તેના મસ્તકનું માંસ રંધાવી મ્હારે માટે ભોજન તૈયાર કરાવજે આટલું કહી સન્યાસી નદી ઉપર સ્નાન કરવાને ગયા

થોડો વખત થયો અને પ્રધાને આવીને રાજાને કહ્યું, કે મ્હારાજ ! આપે જે સન્યાસી ઉપર આટલો બધો ઉપકાર કર્યો છે, તેના બદલામાં તેણે આપના ઉપર અપકાર કર્યો છે આપણી અશ્વશાળાને આગ લગાડી અને ઘોડા તથા સરદારોને પણ પોતાના કુટુંબો સાથે બાળી નાખ્યા છે પ્રધાન આ પ્રમાણે વાત કરતો હતો એવામાં એક દાસી આવીને ધ્રુજતા ધ્રુજતાં કહેવા લાગી, કે મહારાજ ! આપણી રાજકુમારીને એક સન્યાસી રણવાસમાંથી રડતી કકળતી હરણ કરી ગયો છે. અને જેઓ તેમને અટકાવવા ગયા હતા, તેઓને કડવડે એવા તો માર્યા છે, કે તેઓ હજુ પણ ઉંચાં થઈ શક્યા નથી. આટલું કહીને દાસી રડી પડી. (જુઓ પાન ૫૪ માંનું ચિત્ર) અશ્વશાળાનો નાશ, કુંવરીનું હરણ અને દાસ દાસીઓનો નાશ, પુત્રનું મરણ, આવા બનાવથી કોઈ પણ મનુષ્યને ક્રોધ છુટયા વગર રહે નહિ, પણ આથી કાશીરાજનું મન જરા પણ મ્લાન થયું નહિં. એટલામાં સન્યાસી હરિ, હરિ, કરતા ભોજનશાળામાં દાખલ થયા. આથી મંત્રી તથા સેવકોએ ધાર્યું કે રાજા ક્રોધથી સન્યાસીનો હમણાં જ શિરચ્છેદ કરશે. પણ તેના મ્હોંપર તો જરાપણ ફેરફાર થયો ન હતો સન્યાસીને આવતો જોઈ રાજા તેની સામે ગયો અને પગ પકડી લોટ પડયો ને બોલ્યો, કે મહારાજ ! ક્ષમા કરજો, આ દાસથી કાંઈપણ અપરાધ થયો હોય તો ! રાજાનું આવું ક્ષમાશીલપણું જોઈને ઈંદ્રરાજા ચકિત થયા અને પ્રેમ પૂર્વક ભેટી તેને કહ્યું, 'હે રાજા ! તને ધન્ય છે ! તે જ ખરેખરો ક્રોધ જીત્યો છે' આટલું કહી ઈંદ્રે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું.



# સીન્ડેલા

(લખનારા-બ્હેન વીરબાળા ગોવિન્દભાઈ દેસાઈ. ઉ વ ૧૧)

એક છોકરી હતી. તેનું નામ સીન્ડ્રેલા હતું. તેની મા મરી ગઈ હતી. તેને તેનાથી બે મોટી બ્હેનો હતી તેની સાવકી મા એને બહુ દુઃખ દેતી હતી બે બેનો ફરતી રખડતા અને ઘરનું

ઘામાં બેઠી બેઠી રડતી હતી.



બધું કામકાજ સીન્ડ્રેલાને કરવું પડતું. એક દિવસ તે ગામના રાજાને ત્યાં મોટી મીજલસ હતી તેમાં તેની બે બેનો ગઈ પણ તેને ન લઈ ગઈ; તેથી તે ઘરમાં બેઠી બેઠી રડતી હતી. એટલામાં ત્યા એક ઘરડી ડોસી આવી. તે ડોસી ન હતી પણ એક દયાળુ પરી હતી. તેની પાસે એક જાદુઈ લાકડી હતી.

તેણે પુછ્યું કે તું કેમ રડે છે ? ત્યારે સીન્ડ્રેલાએ પોતાની બધી વાત કહી. તેથી ડોશીને દયા આવી. તેણે તેની પાસે છ ઉંદર, ચકરીઓ, તથા એક કોળુ મંગાવ્યું. પછી તે પર લાકડી ફેરવી કે તરતજ તેની ગાડી, ઘોડા તથા ગાડીવાન થઇ ગયાં ! અને સીન્ડ્રેલાને તેમાં બેસાડી ડોશીએ મીજલસમાં મોકલી તે ડોશીએ તેને કહ્યું કે "જો તું બાર વાગ્યામાં પાછી નહિ આવે તો આ બધું જતું રહેશે." રાજાના કુંવરે ત્રણે દિવસ સીન્ડ્રેલાની સાથેજ નાચ કર્યો. ત્રીજે દીવસે તેને મોડું થઇ ગયું અને બાર વાગી ગયા તેથી તે ઉતાવળી ઉતાવળી ઘેર જતી રહી. જલદી ચાલતાં ચાલતાં તેના પગની એક મોજડી પડી ગઇ તે રત્નજડિત હતી. તે મોજડી રાજકુવરને જડી તેથી તેણે વિચાર કર્યો કે આ મોજડી જેના પગે આવે તેને જ મારે પરણવું. તે આખા ગામમાં ફર્યો પણ કોઇના પગે મોજડી આવી નહિ. છેવટે તે સીન્ડ્રેલાને ઘેર આવ્યો તેની માએ પેલી બે બ્હેનોને બોલાવી. પણ રાજકુવરની સાથે એક ઘરડો માણસ હતો તે બોલ્યો, ઘરમા જેટલાં માણસ હોય તે બધાના પગે મોજડી પહેરાવવાની છે તેની મા બોલી, બીજી છોકરી તો ગંદી અને ગાંડી છે ત્યારે એમણે કહ્યું કે અમે તેવી હોય પણ અમને બતાવો સીન્ડ્રેલા આવી. તેના પગે મોજડી આવી અને તેના ઘરમાંથી બીજી મોજડી કાઢી તે પણ પગે પહેરી લીધી. રાજકુંવર તેને પરણ્યો, અને સુખી થયો સીન્ડ્રેલાની બે સગી બેનો હોવા છતાં તેઓએ સાવકી માના પક્ષમાં રહીને તેને બહુ હેરાન કરી હતી, પણ સીન્ડ્રેલા તે સઘળું ઇશ્વર ઉપર ભરોસો રાખી ચુપે ચેહે સહન કરતી હતી; ત્યારે તેનો બદલો પ્રભુએ તેને ઘણો સરસ આપ્યો અને તે સુખી થઇ.

સાર—કોઇની અદેખાઇ કરવી નહિ કોઇનું બુરું ઇચ્છતાં પરમાત્મા આપણું જ બુરું કરે છે



# સાસુના સંતાપ

[ચોપાઈ]

સુખે ન સાસુ સુવા દીએ, વહુને ત્રાસ ઘણેરો દીયે
મરઘો બોલે પાછલી રાત, જગાડતી તે વહુને ખાસ
(જુઓ ચિત્ર ૧)

દળવા કે છડવાનું દીયે, સાસુ સુખમાં નિદ્રા લીયે;
સુતાં સુતાં રાખે ધ્યાન, વહુથી ના ભૂલાવે ભાન.
કામ કામનાં દેખાં દીયે, એ છુ વાતાં ઉપડી લીયે.
ત્રણ વહુઓ પણ સાસુ એક, નચાવે ત્રણને રાખી ટેક
વહુઓ સઘળી કરે વિચાર, કુકડો આ તો દિસે કાળ.
બોલે કે ઝટ સાસુ ઉઠે, કામ કરાવે નહિ તો કૂટે;
જો આપીયે એનો કાળ, તો છુટકો થાયે તત્કાળ.
સાસુજી શે ઉઠાડશે, ને શી રીતે કારજ સોંપશે!
એમ વિચારી હુકવામાંય, મારી કુકડો નાંખ્યો ત્યાંય
(જુઓ ચિત્ર ૨)

બીજે દિવસે પાછલી રાત, ત્રીજે પહોરે કરવા વાત,
સાસુજી ઉઠાડી કહે, ઉઠો નહિ ચાહે પડી રહે.
(જુઓ ચિત્ર ૩)

કરો કામ રાખીને સાન, નહિ તો સીધું લાવીશ ભાન,
ત્રીજે અથવા બીજે પહોર, રોજ ઉઠાડે નહિ અઠોર.
ત્રાસીને સાસુ ત્રાસથી, વહુ સઘળી બોલી બાપડી,
અરે! કુકડો સારો હતો, તે ચોથે પહોરે બોલતો,
માર્યો તેને આઠ આંક, કામ કરવું પડતું જ અથાક.
અવસર ગયા પછી આવ્યું જ્ઞાન, રાંડ્યા પછીનું ડહાપણ માન,
સુવા પછી કાકા! ખીચડી, અક્કલ ના પ્હેલા સાંપડી!

નાગરદાસ ઇ. પટેલ

બડુબડુના બહાદુરી — પરાક્રમ પહેલું







પરાક્રમ બીજું






# અબૂકબકની બહાદુરી

( લખનારા—શ્રી ઘુમંતર )

મારૂં નામ અબૂકબક અને મારી ઉમર માસ ૧૧ દિવસ ૯; કલાક ૮; મીનીટ નવ; અને સેકંડ દસ; તમો એમ ન સમજશો કે એક તમારા માણસોમાં જ પરાક્રમો કર્યાં હશે! મારી બહાદુરીની વાત તમારે સાંભળવી છે? મારાં કેટલાંક પરાક્રમો હું તમને કહી બતાવીશ. વાંચો ત્યારે

## પરાક્રમ પહેલું.

મને ગાવાનો ભારી શોખ, ને બજાવવાનો તેથી પણ ભારી શોખ. એક દિવસ હું મારી ગાયનની ચોપડી લઈને સારીગમ પધનીસા કરતો હતો. મારૂં વગાડવાનું વાજુ મારી પાછળ પડ્યું હતું. હવે અમારૂં પાડોશી એક સસલુ છે, તે કમબખત બહુ જ તોફાની છે તેણે મારી મશ્કરી કરવા પેલા વાજામાં છાનામાના એક સુંફ સફરજન નાખ્યું (જુઓ ચિત્ર પહેલું). હું વાજાની પાસે આવ્યો અને સસલુ હતું એટલે એણે ઠંઇઠ ચાલાકી કરી હશે એમ સમજી ગયો. (જુઓ ચિત્ર ૨જુ). મે અંદર નજર કરી તો પેલુ સફરજન મેં જોયુ. (જુઓ ચિત્ર ૩ જુ) સસલુ આમ આખો દિવસ તોફાન કરે તે કંઈ મને પરવડે નહિ, મારો મીજાજ ગયો.

રહે બાજુ મોંમાં પકડ્યુ. પછી અંદરથી એવી જોરથી ફુંક મારી કે ફુંકના અવાજે અંદરથી સફરજન ધડીંબ લઈને ઉછળ્યું અને પાછળ સસલુ ખડ ખડ હસતુ હતુ તેના મોં પર

ધડાક લઈને વાગ્યું ! સસલાના ત્રણ દાંત પડી ગયા અને નસકોરી ફુટી ગઈ (જુઓ ચિત્ર ચોથું). ફરીથી સસલું તોફાન કરવાનું ભુલી ગયું. એ તો થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ ! કેમ બોલ્યા નહિ ! હવે મારી બહાદુરીની બીજી કથા કહું ? વાંચો ત્યારે,

## પરાક્રમ બીજું

મને ફરવાનો ભારી શોખ. સાંજ પડે એટલે ફક્કડ ફક્કડ કપડાં પહેરી લપકો મારવાનો મને બહુ ગમે. એક દિવસ સાંજરે એવી રીતે લપકો મારી મારી છત્રી લઈ હું ફરવા નીકળી પડયો. (જુઓ ચિત્ર ૫ મું). ફરવાની મને અરેબરી ધુન લાગેલી એટલે રાત પડવા આવી અને હું ગામ બહાર નીકળી પડયો તેનું પણ મને ભાન રહ્યું નહિ. એમ નાના બચ્ચાએ રાત પડે લાંબે ફરવા ન જવું જોઈએ. હું હવે ગભરાયો અધુરામાં પુરૂં મેં દુરથી પગલાંનો અવાજ સાંભળ્યો અને પાછું વળીને જોયું તો મ્હારા તો રામ જ રમી ગયા ! (જુઓ ચિત્ર ૬) આમને શીમાડે રહેતા શીયાળ મામા મારી પુઠે લાગ્યા હતા હવે તો ઠાર મરી જવાનો વખત આવ્યો હતો મે આમતેમ નજર કરી

નજીકમાં એક જંગી સુકુ મહુડાના ઝાડનું એક પોલું થડ જણાયું. એ થડમાં એક મોટી બખોલ હતી. મનમાં કંઈક વિચાર કરી આપણે તો બસ પેઠા તે બખોલમાં. પાછળથી શીયાળ મામા પણ નજીકમાં જ આવતા દેખાયા. (જુઓ ચિત્ર ૭) રાત પડી ગઈ હતી એટલે જ્યાં શીયાળ નજીક આવ્યું કે ધરરર લઈને જોર કરી મેં છત્રી ઉઘાડી અને બખોલને બાકી. (જુઓ ચિત્ર ૮). રાતનો વખત કાળો કાળો આકાર અને જોરથી થયેલો અવાજ એ જોઈને મામા તો ઢબકી જ ગયા અને આપણો શીકાર કરવાની વાત બાજુ પર રાખી ભુતની બીકના માર્યા ત્યાંથી પલાયન કરી ગયા ! છે બુદ્ધિ કોઈના બાપની ! એ તો ભાઈ, હિંમતે મરદા તો મદદે ખુદા. હજુ નવા પરાક્રમ તમારે સાંભળવા છે ? તો આવતો અંક વાંચજો.

# ખરો ન્યાય

[ વધનારામ—શ. બાળક. ]

ગામથી પણે દૂર જંગલમાં બે માણસો બેઠા હતા. મુસાફરીએ નીકળ્યા હોવાથી તેમની પાસે ખાવાનું ભાતું હતું. પહેલા માણસપાસે પાંચ લાડુ હતા ને બીજા માણસ પાસે ત્રણ હતા. તેઓ ખાવાની તૈયારી કરતાં હતાં ત્યાં ત્રીજો એક માણસ ત્યાં આવ્યો. તેને જોતાં તે ગૃહસ્થ જણાતો હતો. પાસે ખાવાનું ન હોવાથી ને ઘણું કરીને ભૂખ લાગવાથી તે ખોરાકની શોધમાં જ હતો. આવા ખાનદાન માણસને જોઇ પેલા બે માણસોએ તેને પણ એ



ભાગે પડતું વહેં-ચાય તે ખાવા કહ્યું. તેને તો બિટ્ઠું જ જોઇતું હતું. કંઇ પણ આનાકાની સિવાય તે તરત બેસી ગયો ને બધા લાડુના ત્રણ સરખા ભાગ કરી પચ લા- જણાએ, ખાના પંદર કોઇના ગ પડે તે- લીધા. તેના સાત ઇરાદાથી પેલા ગૃહસ્થે ગજવામાંથી આઠ ? કે જુઠો. !'

બે મુસાફરોના હાથમાં મૂકવા માંડ્યા. તેઓની ઘણી આનાકાની છતાં પણ તેમને તે રૂપીઆ સ્વીકારવા પડ્યા પેલો સોદાગર ગયા પછી એ રૂપીઆના ભાગ પાડવા માટે બન્ને જણા લડવા લાગ્યા. જેની પાસે પાંચ લાડુ હતા તે કહે 'હું પાંચ રૂપીઆ લઉં ને તને ત્રણ જ આપું.' બીજો કહે 'એમ ન થાય ખાવાની વસ્તુ ગણાય નહિ, માટે આપેલા રૂપીઆનો અધો ભાગ ચાર રૂપીઆ મને આપ ને ચાર હું રહેવા દે.'

બન્નેમાંથી એક પણ નમતું આપે તેમ ન હતો. તેથી એક જણ બોલ્યો, 'ચાલો આપણે ન્યાયાધિશ પાસે જઇએ ને તે જે ન્યાય કરે તે આપણે કબુલ છે' બીજાએ કહ્યું 'આપણે પણ તે કબુલ છે.'

આથી બન્ને જણા ન્યાયાધિશ પાસે ગયા ને પાંચ લાડુ વાળો બોલ્યો, 'સાહેબ મારી પાસે પાંચ ને આ બીજા પાસે ત્રણ મળી કુલ આઠ લાડુ અમારી પાસે હતા. અમે ખાવા બેસતા હતા ત્યાં ત્રીજો માણસ આવ્યો; તેને પણ અમે ખાવા નોતર્યો. તેણે આવી આઠે લાડુના સરખા ત્રણ ભાગ કર્યા ને પછી અમે ખાધું જતાં જતાં તેણે અમને આઠ રૂપીઆ આપ્યા. મારી પાસે પાંચ લાડુ હતા, માટે હું પાંચ લઉં ને આ બીજા માણસને ત્રણ રૂપીઆ આપું છું, પણ તે તો અધો ભાગ એટલે ચાર રૂપીઆ માગે છે. માટે આપ હવે અમારો ખરો ન્યાય કરો. તમારો ન્યાય અમારે બન્નેને કબુલ છે.'

ન્યાયાધિશે પેલા બીજા માણસને પૂછ્યું, 'અલ્યા ભાઇ! બાબુ રૂપીઆ શું ખોટા હતા? તારા ભાગ પ્રમાણે તને ઠીક છે બુદ્ધિ છે. છતાં જો તું મારૂં કહેવું કબુલ કરે, તો હું કહ્યું નવા રૂપીઆનો બરોબર ભાગ પાડી આપું.'

માણસ—'આપ જે કરો તે મારે કબુલ છે.'

'ભલી ન્યાયાધિશે સાત રૂપીઆ પેલા પાંચ લાડુવાળાને જ રૂપીઓ બીજા માણસને આપ્યો.

આ જોઈ બીજો માણસ આશ્ચર્ય પામ્યો ને બોલ્યો, ' સાહેબ ! આ તે કઈ ખરો ન્યાય કહેવાય ? આ તો હડહડતો અન્યાય જ થયો. આના કરતાં તો અમે જે ભાગ પાડ્યા હતા, તેમાં કંઈક વધારે ન્યાયવૃત્તિ સમાએલી હતી '

ન્યાયાધિશે ધીમે રહીને કહ્યું, ' ભાઈ ! લે હું તને બરાબર સમજાવું. સાંભળ ! તારી પાસે ત્રણ લાડુ હતા. તે દરેકના ત્રણ સરખા ભાગ કરીએ, તો કેટલા થાય ?'

બીજો માણસ કહે, ' નવ '

ન્યાયાધિશે પૂછ્યું, ' વારૂ ! કુલ આઠ લાડુના કેટલા ભાગ થાય ? '

પેલાએ ઉત્તરમા જણાવ્યું, 'ચોવીસ.' ન્યાયાધિશ-'એટલે દરેકને આ રીતે જોતાં આઠ આઠ ભાગ મળે છે તેમાં તારા લાડુના નવ ભાગ થયા. તેમાં આઠ તો તે તારા માટે વાપર્યા અથવા ખાધા. બાકી એક ભાગ રહ્યો તે પેલા મહેમાને ખાધો ને તે બદલ તેણે તને એક રૂપીઓ આપ્યો છે એમ ધ્યાનમાં લે. પેલા પાંચ લાડુવાળાના પંદર ભાગ પડે તેમાંથી તેણે આઠ ખાઈ સાત પેલા મહેમાનને આપ્યા. તેના સાત રૂપીઆ તેને મળ્યા હવે કહે મારો ન્યાય. સાચો કે જુઠો. ?'



બીજો માણસ—'સાહેબ ! સાહેબ ! તમારો ન્યાય જ સાચો. મને ખરી રીતે ચાર તો નહિ જ પણ ત્રણ રૂપીઆ પણ ન મળવા જોઈએ. એક જ રૂપીઆ ઉપર મારો હક ચાલી શકે. મેં તમારા ન્યાય પ્રમાણે વર્તવા કહ્યું હતું તે વચનાનુસાર આ ખરા ન્યાય પ્રમાણે મેળવેલો એક રૂપીઓ લઈ હું ખુશી થાઉં છું. આ રીતે બંનેના ભાગ વહેંચાયા પછી બંને ખુશી થઈ ઘેર ગયા.

## ચાંદનીમાં સ્નાન

( હેરનો કુવો ક્યારે આવશે રે. એ રાગના ઢાળમાં )



ઝળમળ થી ચાંદની રાજતી રે,
રૂપેથી ભરિયું તળાવ રે મીઠી બ્હેની !
ચાલો, આજે સહુ નાહિયે રે. ૧
પીળો શો માંડવો ચોકમાં રે,
વરસે અમીના વરસાદ રે મીઠી બ્હેની !
હાલો આજે સહુ નાહિયે રે ૨
શોભે શો આભનો પાટલો રે,
તારાના વેર્યાં ત્યાં ફુલ રે વ્હાલી બ્હેની !
દોડો, આજે સહુ નાહિયે રે. ૩
ચાંદા મળકી ધીરે ઉતરે રે,
નીચે આવે ન્હાવા કાજ રે, મીઠી બ્હેની !
દોડો, આજે સહુ નાહિયે રે. ૪

"મોહિનીચન્દ્ર"

# પરાક્રમી પ્રહલાદ

( એક અંકી સંપૂર્ણ )

લેખક:-
માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક

મહારાણી:—બાળ ! આ વિષની પ્યાલી તૈયાર છે, પણ તને આપતાં મારૂં હૃદય ભેદાય છે. તારી આવી ભયાનક સ્થીતી મારૂં હૃદય આકુળવ્યાકુળ થાય છે

પ્રહલાદઃ—માતાજી ! તેમાં શોક શા માટે કરો છો ? પ્રભુ જેનો રક્ષણહાર છે તે જ મનુષ્ય જગતમાં કિસ્મતદાર છે અને તે જ પુરૂષને નિર્ભય બધો સંસાર છે આ ઝેર હું મારા હાથથી જ પી જાઉં છું અને લોકોને બતાવું છું કે, વિષ પાનથી મનુષ્યો સ્વર્ગે જાય છે, ઝેર પીવાથી પ્રભુભક્તની દેહ વજ્ર જેવી અમર થાય છે.

( પ્રહલાદ ઝેર પી જાય છે )

મહારાણી —( તેનો હાથ પકડી રડતાં રડતાં ) બેટા પ્રહલાદ પ્રહલાદ ! શું કરે છે !

પ્રહલાદ —ધૈર્ય રાખો, માતાજી ! પ્રહલાદ ધર્મને અનુસરે છે ( બાકીનું ઝેર પી જાય છે. )

પ્રહલાદ —( ઝેર પીધા પછી )
જનમનરંજન, જગદુ ખભંજન, અમરનિરંજન, સ્વામી રામ.
ભવભયહારક, જગજનતારક, અધમોદ્ધારક, સ્વામી રામ.

બહુ સુખકારી, સહુ દુઃખહારી, વિશ્વવિહારી સ્વામી રામ,
હિત અભિલાષી, પ્રિય તુજ પ્યાસી, સ્વર્ગનિવાસી સ્વામી રામ,

(આ સાંભળી હિરણ્યાકશ્યપ ક્રોધપૂર્વક આવે છે)

હિરણ્યાકશ્યપ—(અતિ ક્રોધથી) ઓ દુષ્ટ! દુરાત્મા પ્રહ્લાદ! ક્યાં છે તારો રામ? મુંઢ બાળક! શા માટે આવા મિથ્યા ભ્રમથી તારૂં જીવન બગાડે છે? બોલ, શું આ જળ, સ્થળ, મહેલ, મહાલય, સર્વત્ર તારો રામ છે?

પ્રહ્લાદ—આ વિશ્વ તેનું ધામ છે,–સઘળે જ તેનો મુકામ છે

હિર—(પાસેનો સ્થંભ બતાવી) શું આ સ્થંભમાં પણ તારો રામ છે?

પ્રહ્લાદ—હા, ત્યાંએ તેનું ધામ છે.

હિર—(જોરથી તેને લાત મારતાં,) બતાવ; ક્યાં છે તારો રામ?

(સ્થંભ ફાટતાં નૃસિંહાવતાર થાય છે પ્રહ્લાદ તેમને નમે છે. હિરણ્યાકશ્યપ ન્હાસે છે ભગવાન તેમની પાછળ પડી, ઉમરામા તેને પકડી છાતી ચીરી મારી નાંખે છે, અને પોતે અંતર્ધ્યાન થાય છે)

પ્રહ્લાદ—(પિતાના શબ તરફ આંગળી બતાવી)
"ભક્તિ પ્રભુની જે કરે, તેને સદા રક્ષે હરિ,
એ વાત નિજ કાયા હણી, તાતે જુઓ સાબીત કરી."

સર્વ—જ્યારે અધર્મ ધર્મની પડતી જગતમાં થાય છે,
રાક્ષસવૃત્તિ સંસારપર સત્તા બધે પથરાય છે;
કારાગૃહે કેદી બની કે' સત્ય વીર પૂરાય છે,
ત્યારેજ 'કલ્કિ' દેવનો અવતાર જગમાં થાય છે*

સમાપ્ત

---

* આ નાટક આગલા નાટકોની માફક જન્માષ્ટમીને ભજવતી વખત આ પાત્રને લીધે વખત નહિ તો પ્રહ્લાદની માતા મહારાણીને કેદખાને પ્રહ્લાદના જન્મ સંબંધે મેઘ પુરાણ મુનીની કથા બતાવી શકુ




[ વ્યવસ્થાપક—નાગરદાસ ઇ० પટેલ ]

## નવા સવાલો

( ૧ ) ચાલુ અંકના પાન ૭ ઉપર જે બાળઉખાણાં આપેલાં છે, તે તમામ ૫ ઉખાણાંના ખરા જવાબો લખી મોકલો.

( ૨ ) ચાલુ અંકના પાન ૫૨ ની નીચે " બોલો બોલીને બાવ " એ નામનાં જે વાક્યો આપેલાં છે, તે વાક્યોમાં છુપાએલાં ૧૦ ફૂલોનાં ખરાં નામો લખી મોકલો.

( ૩ ) ચાલુ અંકના પાન ૭૬ ઉપર બ્હેન ઉમાબાળા ચીમનલાલ ઠાકરની લખેલી વાર્તાના સવાલનો સંતોષકારક ખરો જવાબ લખી મોકલો.

( ૪ ) ચાલુ અંકના પાન ૭૧ ઉપર છપેલી બ્હેન વીરબાળા ગોવિંદભાઇ દેસાઇની સીન્ડ્રેલાની વાર્તાના આપેલા સીન્ડ્રેલાના ચિત્ર ઉપરથી તેવડા જ કદનું નવું ચિત્ર સીસાપેનથી ચીતરી તેને શાહીથી ' લાઇન ' મારી તેમાં તમને સારા લાગે એવા રંગો પૂરો. ચિત્ર ' ટ્રેસ ' પાડીને ચીતરશો તેની દરકાર નથી.

ઇનામો. પહેલું ઇનામ—રૂ॰ ૩)નું, બીજું ઇનામ રૂ॰ ૨)નું, ત્રીજું, ચોથું, ને પાંચમું દરેક ઇનામ રૂ॰ એકનું, અને બીજાં ઇનામો ૧૦૧ દરેક ચાર આનાથી બે આના સુધીનાં.

નિયમો—ઇનામમાળાના નિયમો માટે આ અંકની ઉપલું નિયમોનું પાનું જુઓ. ખાસ ધ્યાન એ રાખજો કે, અંક મળ્યા પછી માત્ર ૨૦ દિવસમાં સવાલના જવાબો નીચેના શીરનામે મોકલી આપવા.

નાગરદાસ ઇ० પટેલ,
કૃષ્ણ કુટીર, હિસન રસ્તો, મલાડ, બી॰ બી॰ સી॰ આઇ॰

# મોદકની મોજ!

[ લખનાર—શ્રી. મોતી પોપટલાલ મજીઠિયા ]

શ્રી ગોળ મટોળ દેવ (લાડવા)ના પૂજારી એક લાડુ ભટજી એક જજમાનને ત્યાં જમવા ગયા હતા. હમેશના રિવાજ મુજબ લાડુ ભટજી ધીમે ધીમે શ્લોક બોલતા ગયા અને એકેકુ લાડવાનું બટકું ગળામાં ઉતારતા ગયા.



મનમોદક 'મોદક'
મિત્ર મળ્યો.
જપ જાપ ફળ્યો,
તન તાપ ટળ્યો.
નર ગોળમટોળ,
કદી ન પળ્યો.
ધિક ધિક ખરે,
અવતાર બળ્યો. ૧.

વળી બોલો ગોળમટોળ દેવકી જે. (દાળનો સબડકો).

નર દેહ મળ્યા, બહુ મેળવ્યું પણ મોદકનું નહિ નક્કી કર્યું,
જજમાન મળે કદી નાહી મળે, પછી મોદકવીણ થવી શી વલે. ૨.

માટે બોલો ભજીઆવાડણુ દેવકી જે (શાક જાતજાત.)

નહિ લાજ મુકો પતરાળીતણી, મન મોદકમોદક મંત્ર ભણો.
કટકો બટકો ચટકો લઈને, ઝડપો ખુબ માલ પડી રહીને. ૩.

વળી એક લાભની વાત,—બોલો મગજમોદક દેવકી જે
(ચટણીનું ચાટણુ.)

જ્યમ મોદક એક વધુ જમશું, ત્યમ રામનું નામ વધુ રમશું.
જજમાનનું પૂન્ય વધુ વધશે, બસ ટાઢક ટાઢક થાઇ જશે. ૪.

બોલો ટાઢકઠારક દેવકી જે (એકાદ પેતરવેલીયુ).
માટે ઘી, ગોળ, ઘઉં

ત્રણ મણ્ણાની મોળી શેળી થોળી સારી રીતે જમજો,
સવા શેરની ઝોળી (પેટ) મોદક માટે બટ મોટી કરજો;
રમત શ્લોકની રમવી પુરણ પતરાળી પુરી જમવી.

જમણવાર છે, જમણધાક નથી. બોલો ચિંતા ચુરક દેવકી જે
(ચાઈતું બીજું).

જજમાન—ગોર મહારાજ! જમતાં પ્રભુને તો વીસરી જ જવાના કે!

ગોર.—એમ તે હોય કે!.મિષ્ટાન્નમાં તો એમના નામ ખાસ સમાય છે સાંભળો.

રામનામ લાડવા, ગોપાળ નામ ઘી, કૃષ્ણ નામ ખાંડ ખીર, ઘોળી ઘોળી પી. (ખરેખર દેવોના નામ ઘોળી પી જવાય છે) આવી રીતે ટોલ ટપ્પા કરતાં લાડુ ભટજીએ ખાસી રીતે ત્રણ ચાર કલાક કાઢવા હશે અને તેટલામાં પચીસ ત્રીસ, લાડવા સહજ ઉઠાવે એમાં કાંઇ નવાઈ કહેવાય નહિ. પછી જજમાન આગ્રહ કરવા લાગ્યા ત્યારે ગોર મહારાજ બોલ્યા કે લાવો ત્યારે કારણ કે કહ્યુ છે કે.—

જજમાનતણું અપમાન કરે દ્વિજ નિશ્ચય પાપની પોઠ ભરે
કહી દેહ દુઃખી કરવો પડતો, કરવો, નહિ મોદક એ નડતો.

(જજમાનનો મોદક નડે નહિ માટે દેહની દરકાર જ ન રાખવી)

લાડુ ભટજીએ તો પછી આગ્રહથી પણ બીજા પાંચ દસ પંદર લાડવા ગટ કર્યા હશે. પછી વિચાર વાતનો થયો હશે પણ જજમાન કાચા નહોતા. તેમને તો વધુ પુન્ય એઇતુ હતુ તેથી હવે વાત શરત ઉપર આવી અને જજમાન કહેવા લાગ્યા કે મહારાજ! જો હવે અકેકો લાડવો ખાઓ તો લાડવા દીઠ પાવલી પાવલી આપુ.

સુણી પાવલી આવલ દૂર થયા, મન મોદક મિત્ર નજીક રહ્યા
જજમાનનું માન ધરી ભટજી, દસ પાંચ બીજા કરતા ગટજી.

પાવલી પાવલીની શરતે ખાત ખાવાનું મોકુફ રાખી તેની જગ્યાએ ભટજીએ વળી બીજા દસ પાંચ લાડુ (કદાચ દસ ને પાંચ પંદર કહો તો પણ હરકત નથી) અહાર કર્યા. છેવટે જ્યારે ભટજી ખુબ થાક્યા, (પીતાંબર તો પહેલેથી જ ઢીલું હતું એટલે હવે તે વધુ ઉપાય બાકી ન હતો) ત્યારે જજમાને ૧૨ લાડવા ઠીક પાંચ રૂપીઆ આપવાનું કહ્યું એટલે ભટજીના તો ભોગ મળ્યા. એક મોદક ખાતા પાંચ બોળ મઠોળ દક્ષણા મળે કે જેનાથી આવા મોદકો કદાચ બીજા ભવમાં જજમાન કહેનાર, ના મળે તો પણ નીપજાવી શકાય, તેવો લાવ કેમ મુકાય ? એવો વિચાર કરીને ભટજી બોલ્યા કેઃ—

મુખવાસની કાંઇ વણ કર્યું, જજમાનની વાણી ધરી લઈશું.
નહિ મોદકની કહી ના કહીશું કહી ના કહી, તો જઇ કયાં રહીશું ?

હે જજમાનજી ! તમને તે મોદકની ના કહેવાય ? બકે અમે મુખવાસ ખાઇએ છીએ તે નહિ ખાઇએ અને તેને બદલે લાડવાથી પેટનો ખાડવો ભરી લઇશું જેથી અમારે પણ બે દિવસ વધુ ચાલે. તમને ના કહીએ તો તો પછી અમને રહેવા માર્ગ જ નહિ મળે.

છેવટે ભટજી થાક્યા, ખાધેલું પાછું આવવા માંડયું પેટ ફુલીને ઢાડું ઢાડું થવા લાગ્યું અને ગાગર જેવડું થઇ ગયું. ભટજીથી ઉઠી પણ શકાયું નહિ. ભટજીને ખાટલામાં નાખીને ઘેર લઇ જવા લાગ્યા. રસ્તામાં એક વૈદ મળ્યો. તેણે લાડુ ભટને પુછયું કે તમને શું થયું છે ? લાડુ ભટ બોલ્યા કે જજમાનના ઉપકાર માટે સકુન કરવો પડતો એ મોદકોનો રોગ છે, ના એ રોગ નથી પણ એક જાતનો પ્રેમ છે. જુઓ હવે કેટલાક દિવસ ખાધા વગર તપશ્ચર્યા કરશુ તે વગર લાગે પ્રેમ ફળશે કે નહિ ? વૈદને દયા આવવાથી પોતે પોતાની પાસેથી ભટજીને આરામ થાય તેવું વ્યાધીવિનાશક ચૂર્ણ આપવા માંડયું ત્યારે ભટજી બોલ્યા કે જો તમારા ચુરણ જેટલી જગ્યા હોત તો મારા જજમાનનું માન ન સાચવત ? લાડુ પણ સમાવત અને ચાંદીના સીક્કા પણ સમાવત ! વૈદ બોલ્યો કે

દવા મળે સૌ રોગની, પણ આ તો છે પ્રેમ;
મોદકીઓ મટશે નહિ, લેશે નિશ્ચે લોમ.



# તર્કશક્તિની ખીલવટ

[ લખનારા—બ્હેન ઇંદુબાળા શ્રીમનલાલ ડૉક્ટર ]

એક રાજા હતો. તેને એક છોકરો હતો. તે હમેશાં ભાવથી પરમેશ્વરની સેવા કરતો. જોકે તે રાજકુંવર હતો, તેમ છતાં પણ તે હરરોજ વહેલો ઊઠી સ્નાન વિગેરે કરીને બાગમાંથી કમળનાં ફુલ લઇ આરતી ત્રણે મંદિરે સરખાં ફુલ ચડાવતો. એક દિવસે તેણે સવારના પહોરમાં વહેલો ઊઠી બાગમાંથી કેટલાએક ફુલ લીધાં, અને તે મહાદેવને ચડાવવા માટે ચાલ્યો ત્યાં એક સરોવર આવ્યું, તે સરોવરની પ્રદક્ષિણા કરી, પણ એટલામાં એક નવાઈ જેવો બનાવ બન્યો તે એવો કે— જેટલાં ફુલ તેણે લીધાં હતાં તેટલાંજ બીજાં ફુલ દેવી આવીને ત્યાં મુકી ગયાં, કારણકે, રાજકુંવરને એવું વરદાન હતું. પછી તે આગળ ચાલ્યો, એટલે એક મંદિર આવ્યું. રાજકુંવરે મહાદેવજીને થોડાએક ફુલ ચડાવ્યાં પછી તે આગળ ચાલ્યો. ત્યાં પણ એક બીજું સરોવર આવ્યું, એટલે ઉપર કહ્યા પ્રમાણે બમણાં ફુલ થઇ ગયાં ( એટલે જો તે બે ફુલ લઇ ગયો હોય તો દેવી બીજાં બે ફુલ વધારે મુકી જાય તેથી ચાર ફુલ થાય. ) પછી તેણે બીજા મંદીરે પણ પહેલા મંદીરનાં જેટલાં જ ફુલ ચડાવ્યાં. ને આગળ ચાલ્યો એટલે ત્રીજું સરોવર આવ્યું ત્યાં પણ તેણે અગાઉની માફક કર્યું, અને તે આગળ ત્યાં ચાલ્યો. ત્રીજું મંદીર આવ્યું, ત્યાં તેણે બાકીનાં સઘળાં ફુલ ચડાવ્યાં, એની પાસે એક પણ ફુલ બાકી રહ્યું નહી. તેણે ત્રણે મંદીર સરખાં ફુલ ચડાવ્યાં હતાં, ત્યારે તે એકંદર ફુલ કેટલાં લઇ ગયો હશે ? અને દરેક મંદીરે કેટલાં ચડાવ્યાં ?*

---

* જવાબ ખોળી કાઢો ને ઇનામમાળાનું પાન ૧૯ જુઓ.



વિદ્યાર્થીએ દરરોજ વધારેમાં વધારે કેટલો વખત અભ્યાસ કરવો જોઈએ ?—નિયમિતતા એ દરેક વિદ્યાર્થીનો મુદ્રાલેખ હોવો જોઈએ મુલતવી રાખવાના માઠાં ફળથી કોઈ પણ બાળક અજ્ઞાન ન જ હોવો જોઈએ ઘણા વિદ્યાર્થીઓ 'ટર્મ'ની શરૂઆતમાં મોજ ઉડાવે છે ને બરાબર અભ્યાસ કરતા નથી. જ્યારે પરીક્ષાનો વખત નજીક આવતો જાય છે ત્યારે ખૂબ કલાક અભ્યાસ કરવા મંડે છે; એટલે સુધી કે પરીક્ષાની નજીકના દિવસ ને રાત મળી આશરે ૧૮થી ૨૦ કલાક સુધી તેઓ વહીતરૂં કરે છે ! આ ચોકખુ ગધાવહીતરૂં છે અને ઘણીવાર આમાંથી લાભ કરતા નુકશાન વધારે થાય છે આરોગ્ય બગડે છે, અને અણીની વખતે વાંચેલુ વિસરી જવાય છે. આમ કોઈ પણ વિદ્યાર્થીએ ન કરવું જોઈએ. પહેલેથી જ નિયમિત થોડા કલાક વાંચવાનો રિવાજ રાખ્યા હોય તો પરીક્ષાના વખતે દોડાદોડી કરવી નહિ પડે એટલુ જ નહિ પણ તનને અને મનને કોઈપણ જાતનો અયોગ્ય બોજો પણ નહિ પડે.

નિશાળમાં વિદ્યાર્થીને આશરે ૪ થી ૫ કલાક અભ્યાસમાં ગાળવા પડે છે. તે ઉપરાંત નિરોગી પ્રકૃતિનો વિદ્યાર્થી સવારમાં

મળસ્કે ૨ થી ૩ કલાક અને સાંજના પણ લગભગ તેટલો જ વખત અભ્યાસ કરે તો તે પુરતું છે, નિયમિતતા જાળવવી જોઈએ. રાતના મોડે સુધી જાગી અભ્યાસ ન કરવો જોઈએ પણ વધારે વાંચવાની જરૂર જણાય તો મળસ્કે વ્હેલાં ઉઠવાની ટેવ પાડવી, ચાહ કે કોફી જેવા ઉત્તેજક પદાર્થોના જોરે ઉજાગરા કરી મન ને શરિરને વધારે પ્રમાણમાં તકલીફ આપી જે અભ્યાસ કરવામાં આવે તે ઘણી વાર અણીને વખતે નિષ્ફળ નિવડે છે જ્યારે મળસ્કામાં શાંત ચિત્તે કરવામાં આવેલો અભ્યાસ બહુ જ ઉપયોગી નિવડે છે

રાત્રે અભ્યાસ કરવાથી શું નુકશાન થાય—આખો દિવસ શાળામાં અભ્યાસ કરી અને પુષ્કળ પ્રકારની બીજી મહેનત કરી વિદ્યાર્થીનું મગજ થાકી જાય છે. શરિર અને મન બહુ મહેનત કરીને થાકી ગયુ હોય તે વખતે અભ્યાસ કરવા બેસવું એ મગજ પર એક પ્રકારનો ભારે જુલમ જ કર્યો ગણાય મગજ પાસે એવી અવસ્થામાં મહેનત વધારે કરાવવાથી પરિણામે મોટું મીડું જ આવશે એ અનુભવસિદ્ધ વાત છે તેવે વખતે મગજને આરામ આપી સવારના જ્યારે મગજ શાંત હોય ત્યારે અભ્યાસ કરવાથી તે વધારે ઉપયોગી નિવડે છે.

---

## ગરિબાઈનાં ગુણગાન

ગુણીયલ મનગમતી ગરીબાઇના ગુણ ગાવુ,
ગરીબાઇના ગુણ ગાવુ રે ! ગુણીયલ•

ગરીબડી કયા મ્હારી, મ્હને પ્રાણથી છે પ્યારી, અધિક અધિક એક ચાહુ રે ! ગુ•
આપે અતિ નિદ્રા બ્હાલી, દુઃખ દુઃખ કામગ મ્હારી, રતી વશેમો ન વસાવું રે ! ગુ•
સાદા ભોજનીમાં મ્હારે, મ્હારે મનગમતાં કર્યાં, સાદામાં સાર સર્વ આવુ રે ! ગુ•
નવાં નવાં વસ્ત્રો મ્હારે, કર્યાં નથી ગમતા રે, સાદાં વસ્ત્રોએ હુ નીભાવું રે ! ગુ•
જ્હાલા રાજ્યાસન વિભુએ, આપી જે ભેટ મુજને, દેવોને દુર્લભ હુ તો'આવુ રે ! ગુ•
ગુણીયલ મન ગમતી ગરીબાઇના ગુણ ગાઉં (ગુ•)

ચન્દ્રકાન્ત ગી. પરિખ બી. એ.



હનુમાનજી લંકા બાળે છે

આવેલું દળ રાક્ષસોતણું બધું એકાકી તોયે હણે;
લંકા ના સહુ રાજમંદિરતણા ચૂમે છલંગો ભરી,
ને, વાયુસુત રામદૂત ગજવે ચોમેર લંકાપુરી

* * * *

આવીને બળવાન ઈંદ્રજીત તો દારૂણ યુધ્ધે મચે,
ભાગ્યા જાય ન કોઈ કોઈ થકીએ, વ્યૂહો વિશાળા રચે;
જાણીને હનુમાન ને અમર, એ બાંધે છ બ્રહ્માસ્ત્રથી,
ધારે આયુધપાશમાં પકડવા પોતે ચતુરાઈથી.
જાણી રાવણસાથ વાતચીતથી છે લાભ રાજી થતો,
બંધાતો શત્રુ સૂત્રે અતિ અતિ પીડ થતી દાખતો.

* * * *

લંકાધીશ ખિજાઈ રામદૂતને શિક્ષા કરે દોષની,
વીંટી વાનર પુચ્છ તેલ વસ્ત્રને, બાળે પછી આગથી;
પાતિવ્રત્ય તપોબળે જનકની સીતા કરે પ્રાર્થના,
ઠંડો અગ્નિ થતો, મરૂત સુતને લાગે જરા આંચ ના.
શાણો રાઘવદૂત તુર્ત સમજી આ આસુરી યજ્ઞમાં,
હોમી ભસ્મ કરે ઘરેઘર બધાં લંકાતણા આગમાં;
ઘૂમે એકથી એક મ્હેલ ગઢમાં એ ધૂમકેતુ સમો,
લાગે આજ વળે બધે પ્રલયની શો કોપ આ કારમો !

[જુઓ આ સાથેનું લંકાદહનનું ચિત્ર]

* * * *

બાળી લંક ખુશી થતો બળવતો પાછો વળે મારૂતિ,
કૂદી સાગર આવતો નિરખીને સર્વે મળે સોબતી;
રાજા વાનરજૂથ સર્વ પળતું કિષ્કિંધપુરી ભણી,
સીતાની કહી વાત સૌ કુશળતા, આપ્યા નિશાની મણિ.

[જુઓ આ સાથેનું ચિત્ર]

સ્નેહાલિંગન રામ દે, ખુશી બને, મારૂતિના વિક્રમે,
તૈયારી તત્કાળ થઈ ઉપડવા સુગ્રીવને હુકમે.

વિઠ્ઠલરાય ય. આવસત્થી

[રામાયણનું આગળનું રસિક વર્ણન શ્રી આવસત્થીના મહાકાવ્ય રૂપે સુંદર ચિત્રો સહિત હવે પછીના અંકોમાં અનુક્રમવાર આવશે]

# દેશ દેશની નવાઈઓ

સુતરફેણી, શેત્રંજી, ને અકીક, ખંભાતનાં.
ઘી, કાંદા ને ગુડરપાક સોજીત્રાનાં.
ભોંદરી જાળ ને છીયાં ખેડાનાં.
મરચી મશરૂ ને કાગળ અમદાવાદના
સુઠ જામફળ ને કેળાં ધોળકાનાં.
પહાડ પાણી ને પાંદડ મોડાસાનાં.
છીંકણી છાપ ને કાથા વિરમગામનાં.
કંકુ પટોળાં ને સુડી પાટણનાં.
પાન પરવળ ને ચેવડો વડોદરાના.
મુળા મગફળ ને બ્રાહ્મણ સિદ્ધપુરના.
કપાસ કચેરી ને કામદાર ભરૂચના.
બરફી ઘારી ને પાપડી સુરતનાં
કાઠી ઘોડી ને ઘોડો કાઠીયાવાડનાં.
ગાંઠીયા ફાફડા ને ભજીઆં ભાવનગરનાં.
ધરમશાળા કરમશાળા ને પ્રતિમા પાલીતાણાના.
વાડી બાડી ને દિવાળી મુંબઈની
હાથી સાથી ને લશ્કર મલબારના.
હોળી ઠોળી ને ઝોળી મારવાડના.
ગાય ગોવાળ ને માખણ ગોકુળનાં.
મરણ મુરતી ને મોક્ષ કાશીના
વાણી પાણી ને ભાષણ હિંદુસ્થાનનાં.
દોરી દહિં ને પેંડા મથુરાના.
બરફ બાબુ ને કાળી કલકત્તાની.
ને મેવો મીઠાઈ ને ભીલ કાબુલના.

—સૌ બ્હેન કુસુમ

# બાલજીવનના ગ્રાહકોને મોટાં ઈનામો

ધ્યાનથી વાંચો

"બાલજીવનના" ગ્રાહકોને ૫ આનાથી રૂ૦ ૧૭૫ સુધીની રકમનાં રોકડ ઇનામો તેમની મહેનતના પ્રમાણમાં મળે એવી નીચેની આકર્ષક યોજના અમે રજુ કરીએ છીએ. આશા છે કે, અમારા ગ્રાહકો તેનો અવશ્ય લાભ લેશે જ. યોજના જોતાં જ કોઈપણ કહી શકશે કે, બાલજીવનને તેમાં કંઈ જ નફો જેવું નથી. માત્ર ગ્રાહકોને ઓછામાં ઓછી મહેનતે પ્રમાણમાં વધારેમાં વધારે નફો મળે, એ જ અમારો હેતુ આ યોજનામાં છે.

યોજના

(૧) બાલજીવનના નવા ગ્રાહકો તમે કરી આપો. ૧ નવા ગ્રાહકથી માંડી ૧૦૦ ગ્રાહકો તમે નવા કરી આપી શકશો, અને તે ઉપર તમને નીચે મુજબ ઇનામ અમારે આપવાનું છે (अ) ૧ ગ્રાહક કરી મોકલનારને રૂ૦ ૦-૫-૦ (ब) ૨ ગ્રાહક કરી મોકલનારને રૂ૦ ૦-૧૪-૦ (क) ૩ ગ્રાહક કરી મોકલનારને રૂ૦ ૧-૧૦-૦ (ड) ૪ ગ્રાહક કરી મોકલનારને રૂ૦ ૨-૮-૦ (इ) ૫ ગ્રાહક કરી મોકલનારને રૂ૦ ૩-૧૨-૦ (फ) ૬ ગ્રાહક કરી મોકલનારને રૂ૦ ૫-૪-૦ (ग) ૭ ગ્રાહક કરી મોકલનારને રૂ૦ ૬-૯-૦ (घ) ૮ ગ્રાહક કરી મોકલનારને રૂ૦ ૭-૧૪-૦ (च) ૯ ગ્રાહક કરી મોકલનારને રૂ૦ ૯-૦-૦ (छ) ૧૦ થી ૯૯ સુધી ગ્રાહક કરી મોકલનારને દરેક ગ્રાહક દીઠ રૂ૦ ૧-૮-૦ (ज) ૧૦૦ ગ્રાહક એકી સાથે કરી મોકલનારને રૂ૦ ૧૭૫-૦-૦ આપશું.

શરતો

(૧) આ હરિફાઈમાં ભાગ લેનાર બાલજીવનના ગ્રાહક હોવા જોઈએ; અને તેમણે પોતાનો ગ્રાહક નંબર લખી મોકલવો જોઈએ. (૨) જે નવા ગ્રાહક તેઓ કરી મોકલે, તે અગાઉ કદીપણ બાલજીવનના ગ્રાહક થયેલા હોવા ન જોઈએ. (૩) ગ્રાહકોએ પોતે નવા ગ્રાહક થાય, તેટલા ગ્રાહકો ઉપરની યોજનામાં જણાવ્યા મુજબ રોકડ ઇનામ પોતાનું જેટલું થાય, તેટલું કાપી બાકીની રકમ રોકડી અગર મનીઓર્ડરથી કે રજીસ્ટર્ડ કવરથી ગ્રાહકોનાં સ્પષ્ટ નામ તથા ઠેકાણાં સાથે અમને અમારા મથાળાના

નાગરદાસ હ૦ પરેખ, કૃષ્ણકુટિર, કીસન રોડ, મલાડ, શીરનામે મોકલી આપવી. (૪) ગ્રાહકોનો લવાજમ ઇનામ કપ્યા પછી, અમને મોકલી આપવાનો તમામ ટપાલ ખર્ચ હરિફાઇમાં ભાગ લેનાર ગ્રાહકને શીર છે (૫) હરિફાઇની મુદત તા૦ ૫ મી ડીસેમ્બર ૧૯૨૪ ના બપોરના ૪ (સ્ટાં. ટા.) સુધીની છે. તે પછી મળેલા નાણાં તમામ ગ્રાહકોને પાછાં મોકલી આપવવામાં આવશે, અને પુરેપુર લવાજમ મળ્યા સિવાય અંકો મોકલવામાં આવશે નહિ (૬) હરિફાઇમાં ભાગ લેનાર ગ્રાહકે મનીઓર્ડરની કુપનમાં કે, કાગળ લખે, તેમાં પોતાનો ગ્રાહકઅંક જરૂર લખવો જ જોઇશે. (૭) અમને જે ગ્રાહકોનાં નાણાં છેલ્લી તારીખ સુધીમાં મળશે, તેમનાં જ નામ અમારા પત્રમાં ચડાવી તેમને અંકો રવાના કરવામાં આવશે. તે સિવાય અમારી જવાબદારી કોઇપણ પ્રકારની રહેશે નહિ. જેમકે—કોઇક , ગ્રાહીજ પાસેથી લવાજમ વસુલ કરી તે પોતે જ ખઇ જાય અને અમને રકમ ન મળે તો, તેની કોઇપણ પ્રકારની જવાબદારી અમારા ઉપર રહેશે નહિ. (૮) આવી રીતે બનતા ગ્રાહકોનું નામ નવેમ્બર ૧૯૨૪ થી ઓકટોબર ૧૯૨૫ સુધી વર્ષ ૧ માટે નોંધવામાં આવશે, અને તેમને તે મુજબ અંકો મોકલવામાં આવશે. પરન્તુ જો નવેમ્બરના ( દીવાળીના ) અંકો ખુટી પડશે તો, નવા ગ્રાહકો ડીસેમ્બર ૧૯૨૪ થી નવેમ્બર ૧૯૨૫ સુધી નોંધવામાં આવશે. (૯) આ હરિફાઇમાં ઇનામમાળાના ખરડાપત્રકનો મુસદો કોઇપણ સંજોગોમાં ફેરવનો જ ગણાશે, અને તે ધોરણને અનુસરીને જ હરિફાઇમાં ભાગ લઇ શકાશે.

### ગ્રાહકોને નમ્ર યાચના

બાલજીવનના ગ્રાહકો જેમ વધે તેમ અમને બાલજીવનની પ્રગતિ વિશેષ ઝડપથી કરવાની શક્તિ આવે, એ સ્હેજે સમજી શકાય એવી વાત છે. સહજ શ્રમે કોઇપણ ગ્રાહક સહેલાઇથી પોતાનાથી બની શકે એટલા ગ્રાહકો વધારી અમારી ઉદાર ઇનામી યોજનાનો લાભ લઇ શકે છે આવાં ગ્રાહકોમાં અલબત્ત અમને લાભ ન હોય શકે છતાં, ગ્રાહકોની જબરજસ્ત સંખ્યા વધે, એમાં આખરે તો અમને લાભ છે જ એ આશાથી જ આ યોજના રજુ કરી છે. આશા છે કે, ગ્રાહકો અવશ્ય લાભ લેશે.

એકવાર ફરીથી જણાવવાનું કે, આ સંબંધનો તમામ પત્રવ્યવહાર માત્ર નીચેને શીરનામે જ કરવો.

નાગરદાસ હ૦ પરેખ,
બાલજીવન કાર્યાલય—મલાડ શાખા, કૃષ્ણકુટિર, કિસન રસ્તો,
મલાડ—બી૦ બી૦ સી૦ આઇ૦

# વિનોદની વાતો

[લખનાર—શ્રી. કુમ તરુ]

## તીસ્મારખાંની ઘુમાખી

શેઠ તીસ્મારખાં—સેપા! જલદી જા અને મોટર બોલાવી લાવ. મારે ૪-૧૫ ની પંજાબ મેલમાં જવું જ જોઈએ.

સેપો—"સાહેબ! હવે મોટર નકામી પડશે. વખત નથી રહ્યો.

શેઠ તીસ્મારખાં (જવાની ઉતાવળની ધૂનમાં) જા તારું કશું કહે વખત નથી તો બે મોટર લઈ આવ!

● સેપો બિચારો વિચારમાં પડ્યો કે હવે શું કરવું?

## બીરબલની હાજરજવાબી

બાદશાહ—બીરબલ, આજ મને એવું સ્વપ્નું આવ્યું કે જાણે હું મધમાં આળોટતો હતો અને તું ગંદા નર્કમાં પડ્યો પડ્યો આળોટતો હતો

બીરબલ સમજી ગયો કે બાદશાહ બનાવે છે તે પણ પહોંચેલ બુદ્ધિ હતો તે મનમાં મોં રાખીને બોલ્યો,—ખરી વાત નામદાર! મને પણ એ જ મુજબ સ્વપ્નું આવ્યું હતું પણ મેં સ્વપ્નામાં વધારામાં એમ જોયું કે જાણે હું તમારું શરીર ચાટતો હતો અને તમે મારું શરીર ચાટતા હતા!

● બાદશાહ આ જવાબ સાંભળીને ચુપ જ થઈ ગયો.

## માખી કે હાથી?

એક સુરતી લાલો ચૌટે મીઠાઈ લેવા ગયો. મીઠાઈ વેચનાર ઘોસીને એક પૈસો આપી મીઠાઈ વેચાતી લીધી. મીઠાઈના પડીકામાં એક માખ હતી. તે જોઈ તેણે કહ્યું, કે ઘોસીમા! મીઠાઈમાં માખી છે ઘોસી ચીડાઈને બોલી—"એક પૈસાની મીઠાઈમાં માખી ન નીકળે ત્યારે શું હાથી નીકળે? મુઓ મુઓ જાણી તો હવે! હું પેઉરે વાત કરતો છે!"

## દીકરીનું હેત

મેના—બાપા! સારા માણસો જલદી મરી જાય છે, એ ખરી વાત હશે?
બાપા—હા બેટા, ઘણી વાર એમ બને છે

મેના—ત્યારે બાપા! તમે જીવો છો તે તો સારી વાત છે પણ મારી બા હજુ સુધી કેમ જીવતી રહી છે તેની મને નવાઈ લાગે છે!
સાર—સમજે તેનું મોત ને ન સમજે તેની કમબખ્તી!



**પાંચમું વર્ષ**—પ્રભુ કૃપાથી બાલજીવન આજે પોતાની હયાતીના ચાર વર્ષો પસાર કરી આ અંક સાથે પાંચમા વર્ષમાં પ્રવેશ કરે છે. ગયા વર્ષ દરમીયાન બાલજીવનમાં લખાણ વધારે પ્રમાણમાં આપવામાં આવ્યું હતું તેમજ ચિત્રો પણ પુષ્કળ આપવામાં આવ્યાં હતાં. ચાલુ વર્ષે આથી પણ વિશેષ પ્રગતિ કરી શકાય એવો દરેક પ્રયત્ન કરવાની ગોઠવણ થાય છે. થોડાક જ વખતમાં "બાલજીવન" સબંધી કેટલાક જરૂરી ફેરફારો કરવામાં આવનાર છે અને તે ફેરફારોને અંગે બાલજીવન વધારે સંગીન પાયા ઉપર કામ કરતું થઇ જશે એમ અમારી ખાત્રી છે

**જુના અંકો**—ચાલુ અંકથી બાલજીવનનું નવું પુસ્તક શરૂ થાય છે ગયા વર્ષના ૧૨ અંકો જેમણે પુસ્તકરૂપે હજુ સુધી ન બંધાવ્યા હોય તેમણે તે તરત બંધાવી લેવા જોઇએ. ઘણીવાર એવું બને છે કે જુના અંકો પૈકી કેટલાક ખોવાઇ ગયેલા હોય છે અને એવા અંકો માટે અમારી પાસે પાછળથી માગણી કરવામાં આવે છે. તેવે વખતે ઘણી વાર અંકો હોતા નથી અને તેથી ગ્રાહકો પુસ્તક બંધાવી શકતા નથી માટે જણાવવાનું કે અમારી પાસે ગયા વર્ષના થોડાક છુટા છવાયા અંકો હજુ રહેલા છે. તેવા દરેક અંકની કીમતની પાંચ આના લેખે ટીકીટો મોકલીને અંક જોઇએ તેટલા મગાવી લેવા મહેરબાની કરીને દરેક ગ્રાહકે ખાસ નોંધ લેવી કે અમારી પાસે વર્ષ ૧ ૨ ૩ નો એક પણ અંક સીલીક નથી. તેમજ ચોથા વર્ષના અંકો પૈકી અંક ૧, ૨, ૪, ૭ પણ સીલીકમાં નથી માટે તે અંકો મગાવવાની કોઇએ તસ્દી લેવી નહિ. આવા અંકો વી. પી.થી મોકલી આપવામાં આવશે નહિ.

**પુસ્તક ચોથું તૈયાર છે**:—બાલજીવનના ગયા વર્ષના ૧૨ અંકોનું અનુક્રમણિકા સાથે સંપૂર્ણ કાપડી બાંધણીનું અને આકર્ષક પુઠા સાથેનું પુસ્તક તૈયાર છે કિંમત રૂા. ૫-૦-૦ છે. નવા ગ્રાહકોને આ સોનેરી તક છે કારણ આવા પુસ્તકો થોડી સંખ્યામાં હોવાથી જલદી ખપી જાય છે. ૫૦૦ ઉપ-

ચાંદ પાનાં અને ૩૦૦ ઉપરાંત ચિત્રો આ મનોહર પુસ્તક પાંચ રૂપીયાની કીમતે બીલકુલ મોંઘુ નથી. માટે તે જલદીથી મંગાવી લેવા ભલામણ છે. એ ઉપરાંત પુસ્તક ગીતાની માત્ર મણુત્રિની નકલો હવે બાકી રહી છે. તે જલદીથી મંગાવી લેવાની વિનતિ કરવામાં આવે છે. કારણ કે એકવાર આ પુસ્તકો ખલાસ થયા પછી તે કોઇપણ કીમતે વેચાતાં મળી શકશે નહિ.

સચીન સંસ્થાનમાં બાળજીવનની કદર—બાળજીવન અત્યાર અગાઉનું વડોદરા તથા ભાવનગર રાજ્યોના શાળા ખાતાં માટે,' તેમ જ પોરદા રાજ્યના પુસ્તકાલય ખાતા માટે મંજુર થયેલું છે મુંબાઇ તથા કરાંચીની ઘણી સુધરાઇઓ એને પોતાની શાળાઓ માટે ખરીદે છે, મહાત્મા ગાંધીજી સંસ્થાપિત ગુજરાત વિદ્યાપીઠના તમામ કુમાર મંદિરો તથા વિનય મંદિરોમાં પણ બાળજીવન મંજુર થયેલું છે. આ ઉપરાંત સચીન સંસ્થાનના કેળવણી ખાતાના અધિકારી સાહેબ પોતાના નંબર ૨૫૦ તા૦ ૨૧-૮-૨૪ ના પત્રમાં જણાવે છે કે, તેમના રાજ્યની શાળાઓના ઉપયોગ માટે નામદાર દિવાન સાહેબે માસિકને મંજુર કરી તેની નકલો ખરીદવા હુકમ કર્યો છે, અને તે માટે તે રાજ્યને અમો મુબારકબાદી આપીએ છીએ. બાળજીવનની જે કદર કરવામાં આવી છે, તેને બાળજીવન લાયક નીવડશે જ એવી અમો સર્વને ખાત્રી આપીએ છીએ. બીજા જે જે દેશી રાજ્યો અને લોકોપકારક સંસ્થાઓમાં બાળજીવન હજુ મંજુર નથી થયું, તેઓ પણ તેને મંજુર કરી બાળપ્રવૃત્તિને આગળ વધારવામાં મદદ કરશે, એમ આશા છે.

આભાર—બાળજીવન અત્યારની જે સ્થિતિએ પહોંચ્યું છે તે અમોએ વારંવાર જણાવ્યું છે તેમ અમારા અનેક મિત્રો અમને અનેક પ્રકારે મદદ કરી રહ્યા છે એને આભારી છે બાળજીવનને જે અનેક પ્રકારની મદદની જરૂર પડે છે તેવી મદદ અમોને કેવળ નિ:સ્વાર્થ ભાવે જે પ્રમાણમાં મળતી રહી છે, તે પ્રમાણમાં મળતી ન રહી હોત તો અમો આટલા આગળ વધી શકત કે કેમ એ શંકાની જ વાત છે. આજના શુભ પ્રસંગે એવા અમારા તમામ સન્મિત્રોને ઉંડા આભારની લાગણી સાથે અમે યાદ કરીએ છીએ. તેમની સંખ્યા એવડી મોટી છે કે તેમનાં એકલાં નામ લખીએ તો પણ માસિકનાં ત્રણ ચાર પાનાં ભરાઇ જાય. એમ છતાં કેટલાંક નામો અત્રે રજુ કરવાની અમારી લાલચ અમે રોકી શકતા નથી અમારા ચિત્રકાર બંધુઓને અમારે સર્વથી પહેલા યાદ કરવાના છે. શ્રી અંબાલાલ પ્રભાશંકર જોશી, શ્રી જગમોહન મીસ્ત્રી, શ્રી છોટાલાલ અંબાશંકર જોશી, શ્રી મગનલાલ જોશી, શ્રી દેવશંકર ભટ્ટ, વિગેરે એ કેવળ નિસ્વાર્થ

આપે અથવા બહુ જ નજીવા દામે અમોને જોઈતાં ચિત્રો તૈયાર કરી આપ્યાં છે. આવાં ચિત્રો કેટલાં અને કેવાં ખર્ચાળ હોય છે એ તો જેને અનુભવ હોય તે જ સમજી શકે છે. એટલે તે તમામનો અમે જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ ગણાય. એ ઉપરાંત લેખકોપૈકી ઉમેદ મુજબ અમને અમૂલ્ય મદદ કરનાર શ્રી હરીલાલ પ્રભુલાલ બધા, રણછોડજી હરિવલ્લભ શાહ બી એ, શ્રી અમેલાલ સવરામભાઈ દેસાઈ, શ્રી માધવરાવ ભા કર્ણિક, ડૉ. મોહનલાલ એ. પાઠક, શ્રી કે. ડી. જસાણી, શ્રી કસનજી મણીભાઈ દેસાઈ, વગેરે વગેરેનો અમો ખાસ આભાર માનીએ છીએ. ઘણીક વાર કેટલાક ઉપયોગી લેખો વિગેરે બાળજીવન માટે તાબડતોબ તૈયાર કરાવવા પડે છે તેવે પ્રસંગે આ તમામ ગૃહસ્થોએ અમને જોઈતી તમામ મદદ આપી છે. લેખો અને ચિત્રો ઉપરાંત બીજી ઘણી બાબતોમાં અમોને દરેક પ્રકારની મદદ કરવા માટે અમે ભાઈ રતીલાલ દલાલ, જમનાદાસ કર મોરારજી, વલ્લભદાસ લાલજી કારીઆ, ભાઈ બટુ સત્તાઈલાલ પંડ્યા વીગેરેના પણ આભારી છીએ. આ ઉપરાંત ઘણાં બાળકોએ પણ અમોને સારી મદદ કરી છે અને તે પૈકી ભાઈ બાલુ રમુ. વિગેરેનો અમે ખાસ આભાર માનીએ છીએ અને આ બધા ઉપરાંત સૌથી અગત્યની અને મોટા પ્રમાણમાં અમોને મદદ કરનાર ભાઈ મણીલાલ નાવજી શાહને અમે ભૂલી શકીએ જ નહિ. બાળજીવન એ અમોએ વારવાર જણાવ્યું છે તેમ અમારો નવરાશની વેળાનો ઉદ્યોગ છે અને એ મનન માટે જોઈએ તેટલો વખત અમારાથી ફાજલ કાઢી શકાતો નથી. તેવા સંજોગોમાં ભાઈ મણીલાલની મદદ ન હોત તો બાળજીવનની નિયમિતતા ગયા વર્ષમાં પુરેપુરી જાળવી શક્યા છીએ, તે જાળવી શક્યા હોત કે કેમ એ શકાભરેલું છે. ભાઈ મણીલાલનો અમે તેટલા માટે તેમની ઉમંગી મદદ માટે એકવાર ફરીથી આભાર માનીએ છીએ.

અને છેવટે એક નામનો આ પ્રસંગે અમારે જરૂર યાદ કરવું જ જોઈએ તે ગૃહસ્થ તે શ્રી. મુળચંદ કિસનદાસ કાપડીઆ જેના ૧૧ વાગ્યાથી જૈન વિજય છાપખાનું સુરતમાં બાળજીવન છપાય છે. આપણા દેશમાં છાપખાનાવાળાઓ ગ્રાહકોને પૈસા આપતા છતાં કેટલી અને કેટલી ખૂબો પડાવે છે એ તો જેમને અનુભવ હોય એ જ જાણી શકે. અમે બહુ જ આનંદ સાથે કહી શકીએ છીએ કે, ઉપલા છાપખાનાના માલિક શ્રી મુળચંદ કાપડીઆએ અમારા તેમની સાથેના સંબંધ દરમ્યાન અમને ફરિયાદનું એક પણ કારણ આપેલું નથી. નિયમિતતા અને સરળતાથી તેઓએ બાળજીવનના પ્રકાશનમાં અમને ધાર્યા જેવી મદદ કરી છે તે માટે બાળજીવન તેમનું, તેમના ખંતીલા મહેતાજી ભાઈ પુખરલાલનું તથા તે છાપખાનાના તમામ કામદાર ભાઈઓનું સદાનું આભારી રહેશે.

**સાહિત્યસેવકોના સ્વર્ગવાસ**—ગુજરાતી સાહિત્યના આકાશમાંથી વળી બીજા બે તારા ખર્યા છે. કવિ બોટાદકર એ આ જમાનાના આપણી ભાષાના એક સમર્થ કવિ અને વિદ્વાન હતા. ગરિબાઇમાં ઉછર્યા, ગરિબાઇને ભેટીને રહ્યા અને ગરિબાઇમાં જ તેઓ મર્યા. ધનની પરવા તેમણે ન કરી અને બોટાદ ગુજરાતી સાહિત્ય પરિષદે પણ તેમની પરવા નથી કરી. ગુજરાતી સાહિત્યપ્રત્યે પ્રેમ ધરાવનાર સર પ્રભાશંકર પટ્ટણીની કૃપાથી ભાવનગર રાજ્ય તરફથી સ્વર્ગસ્થ કવિના કુટુંબને નાનકડો પણ યોગ્ય દરમાયો મળવાનું નક્કી થયું છે જે માટે સાહિત્યરસિકો સર પટ્ટણી અને ભાવનગર રાજ્ય બન્નેને અભિનંદન ઘટે છે.

બીજા સમર્થ સાહિત્યસેવક તે બાબુ રતનસિંહ દીપસિંહ પરમાર. ગુજરાતી સાહિત્યમાં તેમણે પોતાનો મોટો ફાળો સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના પુસ્તકો વિગેરે વાટે આપેલ છે. મરહુમ બહુ જ ગરિબ સ્થિતિમાં જીવન ગુજારી મરણ પામ્યા છે. તેમની કદર કોઇએ નથી કરી. સસ્તુ સાહિત્ય વર્ધક સંસ્થાના સંચાલક સ્વામિજીને અમારી નમ્ર વિનંતિ છે કે ગમે તે ઉપાયે પણ આ લેખકના કુટુંબને યથાશક્તિ મદદ તેમણે કરવી જોઇએ, એ તેમનો અત્યારે અગત્યનો ધર્મ છે. સ્વ. પરમાર ઉત્કટ દેશભક્ત હતા અને સરકારની દમનનીતિના પ્રહારમાં તેમણે કેદખાનાનાં આકરાં દુઃખો વેઠ્યાં છે. પરમાત્મા બન્નેના આત્માને શાશ્વત શાંતિ અર્પે એવી અંતઃકરણની પ્રાર્થના છે.



## બાલ પૂજા

( ગઝલ )

પ્રભુ માબાપની સાંકળ ગુંથે ને [illegible] હિયે,
બાલ ન્હાના નયન નમણાં દીપે જગ ન શોભાવે! ૧
સ્મુખે બાળ ક્યાં રીઝે હસે નાચે કુદે ગાજે
રમતને કુદરતી રંજન રચનાત્મક કુંજ એ સર્જે! ૨
પ્રભુતા ને પ્રભાતા બાલકોની એ ન કો જીએ?
ન કો બ્રહ્મમૂર્તિ બાલકને શાને ઝીંકે હાથ વહાલે? ૩
સુકોમળ ને વિમલ સત્ અને નિર્ઝુરા બાલકો સઘળે
અહા! ગોપાલ ને ગરવા પ્રીતિની વીજળી ચળકે! ૪
પિતા માતા અને આચાર્ય સેવે સ્વ બાલકને.
ન શું એ તો મહાપૂજા ધરાતી વિશ્વપાલકને? ૫

લલિત

# આવતો અંક

ગુજરાતના ગાંધી—( શ્રી ગલિક ) મહાત્મા ગાંધીજીના મહાત્મા બાળક ભક્તિમય સુંદર ચિત્રો મિત્ર સાથેનો બાળકીઓને ગાતા બાળક દાદીના સાથે રમી શકાય એવો સુંદર રાસ

વહુ પરણી લાવ્યો—( સચિત્ર ) નાની મોટી બહેનો હોંશે હોંશે ગાય, એવું એક સુંદર ગીત.

ખીચડી નાટક કંપની લીમીટેડ—શ્રી. ૯. પ. છાયા બી. એ. એલએલ. બીની લખેલી આ વાર્તા વાંચી બાળકો ખુબ હસશે એમાં શક નથી

ભરવાડની બહાદુરી—એક નાની ઝોળી માટે તમને હસાવે અને ગમ્મત આપે તેવાં સોળ ચિત્રો સાથે ભરવાડના ભગ્યાના નવા ચાર પરાક્રમો આ અંકમાં આપ્યા છે

ખાસ ઉપાસના—સૂર્યમાળા એટલે શું ? સાથે મનુષ્ય ગ્રીષ્મ ખાસ તેમાં મારા ઓછા ખર્ચી કેમ આવવું હશે ? એ રસમય પ્રશ્નોના જવાબો.

ભોળો ભીખો—શ્રી. કુસુમવરની બાળકોને ખુબ હસાવનારી વાર્તા.

મેંડી બાઈ શું માગશી આજ—( શ્રી કરીમ મ. માસ્તર એમ. એ. એલએલ. બી. ) આંખમાંથી આંસુ વહેરાવે એવું એક કરુણ કાવ્ય.

આ તું ક્યાં જાય છે ?—( કુ. સુલભા ) પોતાની માતા મરી જતાં એક નાની બાલિકાના હૃદયમાં સપાવેલો કરુણરસથી દિલ વલોવી નાખે એવો શોકમય લેખ.

રાજા અને ખેડૂત—બોધ સાથે ગમ્મત આપે એવી એક ચિત્રો સાથેની કવિતામાં વાર્તા

જ્વાળામુખી યાને બળતા પહાડો—( ડૉ. પાઠક ) ભૂસ્તરવિદ્યાની માહિતી આપતો આ લેખ બહુ સરળ ભાષામાં સચિત્ર તૈયાર કરેલો છે તેમ પુષ્કળ ઐતિહાસિક માહિતીઓથી ભરપૂર છે

જળ હાથી—આફ્રિકા ખંડમાં હિપોપોટેમસ નામના એક જંગી જળચર પ્રાણીની જાણવાલાયક વાત આ લેખમાં ડૉ. પાઠકે લખી છે.

નાની નાની વાતો—શ્રી. નાગરદાસ ઇ. પટેલની લખેલી ખુબસુરત નવીન આકર્ષક ચિત્રો સહિતની બાળકો ખુબ મોજથી વાંચીને યાદ રાખે એવી વાર્તાઓ.

બેન, આર. વનમાળીદાસ, બુક્સેલરની દુકાનની ઓળખાણ શું ?" આ સવાલ સાંભળી તેની મોટી બેન ધનગૌરી ખડખડ હસી ને બોલી "લીલી એ બુકસેલર નહિ પણ બુક્સેલર વાહરા આખા બોલવા કરતાં, ચોપડી વેચનાર એમ પૂછની ?"

યમુના નામની એક ત્રીજી છોડીએ કહ્યું કે... તેમની દુકાનના મોખરા ઉપર જ "પૃથિવી વલ્લભ" અને "કોનો વાંક" ના બે સુશોભિત પાટિયા છે. અંબા નામની એક બાડી છોકરીએ પૂછ્યું "બેન, એ પૃથિવી વલ્લભ કોણ હતો ?" યમુનાએ જવાબ આપ્યો, "બેન, એ મુંબઈના પ્રખ્યાત ધારાશાસ્ત્રી કનૈયાલાલ મુનશીની કલમથી લખાયેલી "માલવપતિ"—મુંજના પ્રેમકેસરીયાં દર્શાવતી, વિવિધ રસભરી રાજવંશની કથની છે. તેનુ વાચન વાચનારને "વીર શૃંગાર તથા કરૂણારસમાં" ગરકાવ કરી દીએ છે, છતાં તેની કીંમત માત્ર રૂપીઓ દોઢ જ છે એવુ સરસ પુસ્તક છે કે બાપુ વારંવાર વાચ્યાજ કરૂં"

શ્યામગૌરી નામની એક દોઢડાહી છોકરીએ વચમાં જ ટહુકો મૂક્યો, "પણ પેલુ 'કોનો વાંક' શુ છે ? એ શુ કોઈ ખચ્ચર છે કે અજગર?" ચીનુ નામની એની ગાસિએ એક ચોટીઓ દઈ કહ્યું, "નહિ, શ્રી મુનશીની જ કલમથી લખાયેલી આ પણ એક અદ્ભુત રસિક નવલકથા છે બેન, તેમાંની મણી નામની વાતોની નાયિકા બિચારી આમ બાળા નવ વર્ષની વયે જ વિધવા થઇ ગઇ તેના ઉપર વીતેલા સીતમમાંથી હે પ્રભુ ! બિચારી બાળવિધવાઓને બચાવજે. બેન પીજુ, આખી ચોપડી વાંચતા બિચારી મણી ઉપર પડેલાં દુ:ખને માટે તો હું કેટલીએ વાર છાનામાના રોઇ આટલી રસિક હોઇ તે ક્યારની ખલાસ થઇ ગઇ છે તેની કીંમત રૂ. ૩॥ છે"

વ્હાલાં બાળકો, તમને વાલ મુબારક આ સંવાદો આખા વાંચી આવનાર બાળકને હમારા તરફથી છૂટ મળશે. હવે બોલો દિવાળીમા ભેટ લેવા ક્યા જશો ? સઘળાં છોકરાંઓ બોલી ઉઠ્યા,

# પ્રાર્થના



રચના—કવિ પીપરલાલ શર્મા

અધ્યાપક, શ્રી ગુરુકુળ મહાવિદ્યાલય, અંધેરી

[ ઉપજાતિ ]

પ્રભુ! પ્રભુ છો જગના વિભુ છો દયાતણા ધામ પિતા! પિતા છો,
દયાળુ ને શક્તિ સમર્પનારા, વિરામ છો સંકટ ટાળનારા ૧

સ્વરૂપથી ચેતનમાં રમો છો, છુપા રહીને જડમાં ભમો છો,
અણાળુ ને સાધુમહિં સમાન, સંસારમાં છો વિભુ! એકતાન ૨

નદી અને સિંધુતણા તરંગે, સમીરમાં ને ગિરિરાજ શૃંગે,
લતા લતામાં નવપુષ્પ પુંજે સદા વસો છો રસરાજ કુંજે ૩

અણુ અણુમાં તુજ વાસ માનું, ન ઠામ કોઈ તુજથી નિહાળું
મનુષ્યના અંતરમાં વસીને, અનેક ખેલો નિત આપ ખેલો. ૪

માતાતણા સ્નેહસુધા પ્રવાહે, શિશુતણા કોમલ હાસ્ય ભાવે,
પિતાતણા પાવન ચિત્તમાંહિ પ્રભુ! વસો છો નિજરૂપ ધારી. ૫

ન ભેદ કે ભૂલ કદીય આપ શત્રુ અને મિત્રમહિં સમાન,
પ્રભુ! કૃતિ આ તુજ દિવ્ય જોઈ નમું નમું તાત! પદે તમારા. ૬

વસો સદા પાસ તથાપિ છાના ન રૂપ તારું નજરે ચડે છે,
ઉગારવા માર્ગ સદા બતાવો તથાપિ ચિન્હો ન જણાય તારાં ૭

પ્રભુ! પ્રભુ! પાવન છો પિતાજી! કહો તમોને શું કેમ રાજી?
પડી તમારા ચરણે પિતાજી! રહું ખુશીથી નિજ કર્મભાજી ૮

ઇચ્છા પ્રભુ! જે તુજ પાળવાની, છે શક્તિ તેની જન તારવાની,
દેખું અહીં રોજ નવા તમાશા રહું તમારો બસ એજ આશા. ૯

સુખે દુખે સંકટના સમામાં કે જાગતાં સ્વપ્ન વિમાસણમાં,
ચડે ન મારું મન અન્ય પંથે ઇચ્છું પ્રભુ! એજ તમારી પાસે ૧૦

ઇર્ષ્યા, અદેખાઈ તજી બધાની બધું સમો હું રહું સર્વ સાથે,
દયા, ક્ષમા ને સમતા વધારો વિપત્તિમાંથી મુજને ઉગારો. ૧૧

સમગ્ર સંસારતણા જનોને કુટુંબ જાણી બહુ સ્નેહ રાખું,
ભલે કપાવે શિર શત્રુ માને તથાપિ, કો દી ન અસત્ય ભાખું. ૧૨

પિતા! પવિત્ર સ્મરણે તમારા, ભલા ભલા પાપ બધા અમારાં,
વિશુદ્ધ થાજો મન, વાણી, કામ, પ્રભુ! પિતાજી! ચરણે પ્રણામ! ૧૩

# ઉંદર મામાને !



[ ગઝલ ]

ખણીને ખોતરી ખાધું, કર્યું આ ઘર બધું પોલું;
હવે કે રહેમ લાવીને, સિધાવો તો ઘણું સારૂં.
ન દીધા'તા નિમંત્રણ કે, વગર તેડયા ઘસી આવ્યા,
હવે સિધાવવા વિનતી સિધાવી જાવ ઓ મામા !
કરો બસ માફ હાવે તો ઘણું વેઠયું અમે હઠથી,
વધુ ના તાર ખેંચાશે ન તો જાશે નહિ તુટી
ન ઘરનો એક ખુણોયે તમે રાખ્યો ·સમો સાજો,
હતા કોઠાર ને ઢગ ધાન્ય તે ચોકખા કર્યા સર્વે.
ન મૂકયાં અંગળીઓયે કરડવા તીત્રતીજી !
છતાં જાણે પડયું ઓછું ફુંકીને દેહને કરડી !
અરે ખુદા જરાયે તો હૃદય કે ન્યાયને ધારો,
ન ખોદો ખાવ તેનું તો પ્રભુની બીક કે રાખો.
તમારા ત્રાસથી થાકી હવે વેખા કરૂં બાપુ !
ઉરે હું એમ આવે કે બીની મારી જઇ ઘાયું
પરંતુ કાઢતા બકરૂં ઘુસે ને ઊંટ ઠરૂં તેથી,
ઉભયનું હિત વિચારીને સિધાવો ઉલ્લી એ વિનતિ

નિવાસ (હાલ) સાબરમતીના સરકારી કારાગૃહમાં ! } દશાભાઇ કદેપાણજી વિ. મહેતા

( "નાગવાડી" માંથી )

# સિંહ અને ઉંદર



—દોહરા—

એક વિકટ વનમાં વડું વડનુ વૃક્ષ વિશાળ,
ઘેરી ઘટા તેની નીચે સિંહ વસે વિકરાળ
એક બપોરે તે સૂતો અદકો કરી શિકાર,
ઝટ દઈ ઝોકું આવતા ઉંઘી ગયો તે ઠાર
પાસે ઉંદરના ઘણા વડવાઇઓમા વાસ,
નીકળેલા જુવાનીઆ એવે પાંચ પચાસ.
આમ તેમ ફરતા જતા દેખી સૂતો વનરાજ,
તેના શરીર પર ચઢી દોડે બાળસમાજ.
ખલેલ થાતાં ઉંઘમા જાગી ઉઠી વનરાજ,
પાળ દબાવી ઉંચો કરી પંજો પકડે આજ.
નાના સુપકકુમારને પછી મારવા જાય,
એવે ઉંદર મુખથી નીકળી પડી વાચાય

"માર, માર, વનરાજ ના, નાનો છુ પણ તોય
મદદ કરીશ કોઈ દી તને, જે દુ ખ તુજને હોય"
આવી દયા દિલમાં જરી હસી વચને વનરાજ,
વદે "વચન તુજ પાળજે જીવતદાન દઉ આજ."
નમન કરી વનરાજને જાયે મુષકકુમાર,
વચન પાળવા મન રમે તેને સદા વિચાર
એક દિવસ શિકારીની જાળે ફસી વનરાજ,
પાડી બરાડા ધ્રૂજવી મુક વન ગીરિ આજ
મુષકકુમારે સાંભળી સિંહરાજની બૂમ,
ઝડપ નીકળી દોડતો દબાવતો નિજ દુમ.
આવી ગયો તે ઠાર ને તીણું દંતિ તર્ત,
કાતરતો તે દોરડું તેનુ ટાળવા મર્ત.
ઝટપટ દાંતે કાતરી કટકા કીધા કરોડ,
છુટો પાતા ઉઠતો કરીને અંગ મરોડ.
"વચન મુજબ તુ ચાલીયો નાના મુષક કુમાર !
જીવ સાટે જીવ આપીઓ સફળ કરી અવતાર"
નાનાં ભૂલકાંયે કરે મોટાં સુંદર કામ,
ખત અને હિંમતવડે જીતે દિલ તમામ

નાગરદાસ ઇ. પટેલ

# પોઢે મારો કનૈયો

ગીત

નીંદરડી આવીને મારા બાગમાં પેઠી;
નીંદરડી ! તુ તો છે ફુલ-ચોર
હાં રે પોઢે મારો મારો કનૈયો ૧

નીંદરડી આવીને મારા વાસમા પેઠી;
નીંદરડી ! તુ તો છે તેજ-ચોર
હાં રે પોઢે મારો કનૈયો. ૨

નીંદરડી તો કનૈયાની આંખમાં પેઠી,
નીંદરડી ! તુ તો છે કીકી-ચોર
હાં રે પોઢે મારો કનૈયો. ૩

નીંદરડી ! કનૈયાને તુ લોજે બેઠી,
કનૈયો તુ જેવો દૂધ-ચોર
હાં રે પોઢે મારો કનૈયો. ૪

નીંદરડી ! તું કનૈયાને રહેજે રે સેટી,
કનૈયો છે પૂરો હૈયા-ચોર
હાં રે પોઢે મારો કનૈયો ૫

નીંદરડી ! કનૈયો મારા પ્રાણની પેટી
જાળવજે મારો એ અમૃત-ચોર
હાં રે પોઢે મારો કનૈયો ૬

અરદેશર ફરામજી ખબરદાર



# દિલના દિલાવર*

દિલના દિલાવર થઈએ, ઓ બંધુઓ !
દિલના દિલાવર થઈએ.

મોટી મન્દિરીયાં હોયે,
ઝુંપડીએ રહીએ તોયે;
અભ્યાગતનું સ્વાગત કરીએ, ઓ બંધુઓ !
દિલના દિલાવર થઈએ.

વિધવિધ મિષ્ટાન્ન મળતાં,
રોટીનો ટુકડો જડતો;
ભૂખ્યાની ભૂખ ભાંગી દઈએ, ઓ બંધુઓ !
દિલના દિલાવર થઈએ

લક્ષ્મીમાં લક્ષ્મી ભળતી,
કોડી ના દેવા મળતી,
તોયે દુખિયાની વ્હારે જઈએ, ઓ બંધુઓ !
દિલના દિલાવર થઈએ

વેણ કે કુવેણ બોલે,
જીવનને કોરી ફોલે,
ઓછું ઓછું દિલડે નવ ધરીએ, ઓ બંધુઓ !
દિલના દિલાવર થઈએ.

પ્રેમની જ્યોત જાગે,
દુનિયાના દુખ ભાગે;
ચહાવું ને સહેવું સમજી લઈએ, ઓ બંધુઓ !
દિલના દિલાવર થઈએ.

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

---

* ભજનની ધૂન




ઓચર ગાય ગોચર ગાય,
ગૌ ગોકુળમાં ચરવા જાય
ચરતી ચરતી તરથી થઈ;
પાણી પીવા નદીએ ગઈ

પહેલી ફલગે ટેકરા ચઢી,
બીજી ફલગે વાઘને મળી.
વાઘ કહે હું ભૂખ્યો છઉં,
ગાય માતાને કરડી ખાઉં.

રાખો વાઘભાઈ ઘેર હું જાઉં,
મારાં વાછરાં સોંપતી આઉં
થોડા સૂરજ સામા મળ્યા;
જાયે તેને બોલ જ કહ્યા.

સવાર સાંજ ને મધ્યાન્હ કાળ,
પાણું પાળે ત્રણ જ વાર.
એમ કહીને ગાય પાછી વળી,
ત્રીજી ફલગે વાઘને મળી.

હ્યો રે વાઘભાઈ મને રે ખાઓ,
ભૂખ્યા છો તે ધરાયા થાઓ.

તારે ગાય તું સતી છે;
તારા ઘીના દીકરા છે

તારૂં દૂધ મહાદેવને ચઢે;
મહાદેવ તુજને પરસન થશે.

સંપાદક —સૌ૦ સરલા દેસાઇ

# ગોરી કાંતો હો રાજ નવસરીયા

ગોરી કાંતો હો રાજ નવસરીયા,
શું કાંતુ હો રાજ નવસરીયા,
રેંટીયો નથી હો રાજ નવસરીયા.
મારૂ ગાડું મગાવું તારો રેંટીયો કરાવું,

ગોરી કાંતો હો રાજ નવસરીયા
શું કાંતુ હો રાજ નવસરીયા,
ત્રાક નથી હો રાજ નવસરીયા
મારૂં હળ મંગાવું તારી ત્રાક કરાવું,

ગોરી કાંતો હો રાજ નવસરીયા
શું કાંતુ હો રાજ નવસરીયા,
પુણી નથી હો રાજ નવસરીયા
ખેતર ખેતરના કાલા મંગાવું, તારી પુણી કરાવું,
ગોરી કાંતો હો રાજ નવસરીયા

શું કાંતુ હો રાજ નવસરીયા,
છોકરા રોવે હો રાજ નવસરીયા
મારી ઢોલકી વગાડું તારા છોકરા રમાડું,
ગોરી કાંતો હો રાજ નવસરીયા.

શું કાંતું હો રાજ નવસરીયા,
નવરાશ નથી હો રાજ નવસરીયા
લીલા સોટા મંગાવું, તારો વાંસો ભંગાવું,
ગોરી કાંતો હો રાજ નવસરીયા.

પાણીનાથા

સંપાદક—આ૦ સૌ૦ બ્હેન દુર્લભ

## ભીલુડી જાજો મોરા રાજ !

ભીલુડી જાજો મોરા રાજ ! હું બલીહારીજી,
કે મુંબાઇ ગયા નહિ કે હલવો લાવ્યા નહિ
કે મને આપ્યો નહિ—ભીલુડી—૧

કે સુરત ગયા નહિ કે ઘારી લાવ્યા નહિ
કે મને આપી નહિ—ભીલુડી—૨

કે વડોદરા ગયા નહિ કે પરવળ લાવ્યા નહિ
કે મને આપ્યા નહિ—ભીલુડી—૩

કે અમદાવાદ ગયા નહિ કે મરકી લાવ્યા નહિ
કે મને આપી નહિ—ભીલુડી—૪

કે ખંભાત ગયા નહિ કે સુત્રફેણી લાવ્યા નહિ
કે મને આપી નહિ—ભીલુડી—૫

કે પાટણ ગયા નહિ કે પટોળાં લાવ્યા નહિ
કે મને પહેર્યાં નહિ—ભીલુડી—૬

કે જામનગર ગયા નહિ કે કંકુ લાવ્યા નહિ
કે મને વાપર્યું નહિ—ભીલુડી—૭

કે સંખેડા ગયા નહિ કે પારણું લાવ્યા નહિ
કે મને વાપર્યું નહિ—ભીલુડી—૮

સંપાદકઃ—સૌ૦ કંચન રમણલાલ

× આ ગીત ઉપર મુજબ ગામ તથા પ્રખ્યાત ચીજ મૂકીને વધારવું હોય એટલું વધારી શકાશે —તંત્રી

# નાની નાની વાતો

[ લખનાર ડૉ. મોહનલાલ જ પાઠક ]

## વરૂ ને ઘેટાનું બચ્ચું



નાની નાની ... જ સમજાવે.
...તી તે રૂપ લઈને
યુક્તિ લખનાર
[ લખનાર ડૉ. મોહનલાલ જ. ] ગો. શિમરી ૬૦

વરૂ ને ઘેટાં ...
... હોય.



## શિકારીનો શિકાર !

એક ક્રૂર ને પાતકી શિકારીએ આખી ઉંમરમાં પોતાના બાણ વડે અસંખ્ય નિર્દોષ જનાવરો ને પક્ષીઓને મારી નાખવામાં ગાળેલી હતી. એક દિવસ તે જંગલમાં શિકાર કરવા ગયો અને એક સુંદર પક્ષિને મારવા ધાર્યું. એ બેઠેલું જોઈ તેણે પોતાનું બાણ તેના તરફ તાક્યું. તે પક્ષીને બાણ છોડીને મારી નાખવાની તૈયારીમાં તે હતો એટલામાં એક ભયાનક કાળો સાપ નીચે ફરતો હતો તેનાપર તેનો પગ પડ્યો. સાપે તરત જ તેને ડંખ માર્યો ને શિકારી ધબ્બ લઈને જમીનપર પડી મરણ પામ્યો. પક્ષી સલામત રહ્યું.

સાર—નિર્દોષોનું નખોદ વાળનાર જાલમ પાપીઓ આખરે ભયંકર કમોતે મરણ પામે છે ને ઈશ્વર જેને બચાવવા ધારે છે તેને કાળના મ્હોંમાંથી પણ ઉપરની વાતમાં પક્ષીને બચાવ્યું તેમ બચાવી લે છે

ભગવાન્ શ્રી બાલકૃષ્ણ



यं ब्रह्मा वरुणेन्द्र रुद्र मरुतस्तुन्वन्ति दिव्यैस्तवै
र्वेदैस्सांग पदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः।
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः॥



જગદ્‌ગુરુ પ્રાત:સ્મરણીય મહાત્મા ગાંધીજી

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः॥

"સર્વ પ્રાણીઓમાં દ્વેષ વગરનો, સહુનો મિત્ર, દયાળુ, મમતા ને મોહની જંજાળ વગરનો, હુંપણાનો ત્યાગ કરનારો, દુઃખ કે સુખને સમાન ગણનારો, ક્ષમાની મૂર્તિ જેવો, હમેશાં સંતોષી, ઇંદ્રિયોને કાબુમાં રાખનારો, દૃઢ નિશ્ચયવાળો અને પોતાના મન અને બુદ્ધિને મારામાં જોડી રાખનાર આવો જે મારો પ્રેમી ભક્ત તે મને વ્હાલો છે"—એમ ભગવાન શ્રી કૃષ્ણે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ૧૨ મા અધ્યાયના ૧૩-૧૪ શ્લોકમાં કહ્યું છે. ગાંધીજીમાં આ સર્વ ગુણ છે ને તેથી જ તેમને જગત્ "મહાત્મા" તરીકે વદે છે.




[ લખનાર—રમણલાલ નાનાલાલ શાહ. ]

એક રાજા હતો. તેને ત્રણ કુંવર હતા તેઓ એક વખત જંગલમાં શિકાર કરવા ગયા. જંગલમાં તેઓ ભુલા પડયા અને બીજે રસ્તે ચઢી ગયા આખરે થાકયાપાકયા જંગલની બીજી બાજુ ખુબ દૂર આવેલા એક નાનકડા ગામમા તેઓ આવી ચડયા ગામની ભાગોળે એક બહુ સુંદર શિવાલય (મહાદેવજીનુ' મંદિર) હતુ તેઓ મંદિરની આગળના ચોતરે થાક ખાવા બેઠા. એટલામાં ઝાંઝરનો મધુરો રણકાર થયો અને હાથમાં પૂજાનો સામાન લઇ એક મનોહર સુકુમારિકા શિવાલયમાં ગૌરી પૂજન માટે ગઇ. આ કુમારિકાના રૂપની વાત જ ન થઇ શકે ચાંદાના તેજ જેવુ અમૃત ઝરતુ તેનુ મનોહર રૂપ, ચંપાના ફુલ જેવો શરિરનો રંગ, નાજુક સીધુ ઘાટીલુ તંદુરસ્ત શરિર એ તમામ જોઇને ત્રણે કુવરો એકદમ લગ્ન કરવુ તો તે કુંવરી સાથે જ એમ મનમાં નક્કી કરીને બેઠા. પણ હવે જ ખરી તકરારનો મામલો ઉભો થયો ત્રણ જણ તો કાંઇ એક સ્ત્રીને પરણી ન શકે ! ત્યારે પરણે કોણ ! ભાઇભાઇઓ વચ્ચે આ ઝઘડાએ મારામારીનુ રૂપ પકડયુ'. એટલામાં પેલી કન્યા પૂજા કરીને બહાર આવી મોટો ભાઇ કહે કે બધાથી મોટો હું માટે હુ જ એ કન્યાને પરણુ વચલો ભાઇ કહે, પણ બધાથી પહેલાં દૂરથી આવતી મેં એને જોઇ માટે હુ જ એને પરણું નાનો ભાઇ કહે, અરે ! પણ તે કન્યા પોતે કોની સાથે પરણવા માગે છે તે તો નક્કી કરો ? પણ નહિ. અત્યારે તો ત્રણે જણા તે સુંદરી કન્યાના રૂપના નિશામાં

એવા મકચુર બની ગયા હતા કે તેઓએ તે સવાલનો નિકાલ કરવા મ્યાનમાંથી પોતાની સમશેરો ખેંચી કાઢી. બિચારી પેલી બાલિકા આ જોઈને બહુ ગભરાઈ ગઈ અને અંદર જઈ ગૌરીમાની ખુબ પ્રાર્થના કરી આ પોતાને માટે લઢી મરતા રાજકુમારોને બચાવવા વિનંતિ કરી. પાર્વતીજી (ગૌરી)એ બ્રાહ્મણ સ્રીનો વેશ લીધો અને પેલા રાજકુમારો લડતા હતા ત્યાં આવી તેમને બહુ સમજાવ્યા કે તે કન્યા જેને પસંદ કરે તે પરણે એવો ઠરાવ કરો અને લડવાડ બંધ કરો. પણ પેલા રાજકુમારોએ માન્યુ નહિ આથી પાર્વતી ક્રોધે ભરાયા અને પેલી ખુબસુરત કુમારિકાને એકદમ નાનકડી ગાય બનાવી દીધી બ્રાહ્મણ સ્રીની આવી શક્તિ જોઈ ત્રણે રાજકુમારો હિંગ થઈ ગયા હવે કન્યા પણ જતી રહી એટલે તેમને લડવાનુ પણ કારણ ન રહ્યું તેઓ નિરાશ થઈને રસ્તો ખોળી પોતાના નગરમાં ગયા.

એ નગરનો રાજા હવે બહુ ઘરડો થયો હતો તેણે પોતાના ત્રણે કુવરોને પાસે બોલાવ્યા અને કહ્યુ કે, પુત્રો હવે મારો રાજપાટ છોડી જંગલમાં ચલ્યા જવાનો વિચાર છે. તમારા ત્રણમાથી જે સૌથી વધારે લાયક હોય તેને રાજ સોંપવુ એમ મારો વિચાર છે તમારી બુદ્ધિની મારે પરીક્ષા કરવી જોઈએ. આજથી એક મહિનામા તમારામાંથી જે મને સૌથી સરસ મલમલનો તાકો લાવી આપશે તે પરીક્ષામાં પસાર થયો ગણાશે તે મલમલ એવી હોવી જોઈએ કે મારા હાથની છેલ્લી આંગળીની વીંટીમાંથી તે આરપાર નીકળી જઈ શકે. આ વાત સાંભળી ત્રણે ભાઈઓ મલમલ લેવા નીકળ્યા. પેલા બે મોટા ભાઈઓ હતા તે ત્યાથી દૂર દેશમા સરસ જાતની ઢાકાની મલમલ લેવા ગયા પણ નાનો ભાઈ ત્યા ન ગયો. તેને પેલી કન્યા બહુ ગમી ગઈ હતી ને હજુ સાંભરતી હતી રાજપાટ કરતા પણ તે કન્યાને પરણવા તે વધારે ઈચ્છતો હતો આથી તે જંગલમાંથી જઈ પેલા ગામના શિવાલય આગળ ગયો શિવાલયની નજીકના બાગમાં એક મીઠા પાણીની નાનકડી નદી વ્હેતી હતી. તેના કિનારે એક લીમડાના ઝાડને છાંયડે તે બેઠો એટલામાં એક ગાય ત્યા ચરતી ચરતી આવી. ગાયને માણસની વાચા થઈ અને તે બોલી, કેમ રાજકુમાર, શું જોઈએ

છીએ ? રાજકુમાર બોલ્યો, મારે મલમલ જોઇએ છીએ ને તે એવી બારિક જોઇએ છીએ કે મારા પિતાની અંગુઠીમાથી તે પસાર થઇ શકે. ગાયે તેને આરામ લેવાં કહ્યુ ને ત્યાંથી જતી રહી થોડી વારમાં તે એક નાનકડી પોટલી લઇ આવી ને તે રાજકુમારને આપીને બોલી કે આ પોટલીમાં મલમલ છે, તે, એટલી બારીક કાંતેલી ને વણેલી છે કે આખી દુનિયામા એની જોડી જડવી મુશ્કેલ છે. રાજકુમાર તે લઇને ગાયનો આભાર માનતો ત્યાંથી પોતાના નગરમાં ગયો. ત્રણે ભાઇઓના કપડાની પરીક્ષા કરવામાં આવતા મોટા બન્ને ભાઇઓ નિષ્ફળ નિવડયા જ્યારે નાના ભાઇની મલમલ એવી તો સુંદર નીકળી કે આખો દરબાર વાહવાહ કરવા લાગ્યો. રાજાએ નાના ભાઇને ખુબ શાબાશી આપી રાજાએ કહ્યુ, હવે બીજી પરીક્ષાની વાત. મારે એક નાનકડો કુતરો જોઇએ છીએ. પણ એ કુતરો એટલો નાનો હોવો જોઇએ કે મારી હાથેલીમા તે સમાઇ શકે. જાઓ ને બે મહિનામાં એવો કુતરો લઇ આવો પેલા મોટા બે ભાઇઓ તો પાછા દૂર દેશમાં ગયા પણ નાનો ભાઇ તો અગાઉ માફક પેલી જ જગ્યાએ ગયો. વળી પાછી પેલી જ રૂપાળી નાનકડી ગાય તેને મળી અને ગાયની મદદથી તેણે પોતાના રાજવી બાપને જોઇએ એવો કુતરો મેળવ્યો બાકીનો વખત તેણે તે બાગમાં જ ગાળ્યો. જ્યારે મુદત પુરી થવા આવી અને બન્ને મોટા ભાઇઓ નગરમાં આવી પહોંચ્યા ત્યારે તે પણ નગરમાં ગયો અને પિતા સમક્ષ ભર દરબારમાં નાનકડો કુતરો રજુ કર્યો તેનુ કદ ને સૌંદર્ય જોઇ રાજા બહુ ખુશ થયો ને બીજીવાર પણ નાનો કુમાર પરીક્ષામાં પસાર થયેલો જાહેર થયો. હવે છેલ્લી ને સૌથી કપરી પરીક્ષા આવી રાજાએ કહ્યુ કે આ વખતે ત્રણે રાજકુમારો દૂર દેશમાં જાઓ ને ૩ મહિનામા પોતપોતાના માટે સૌથી રૂપાળી કન્યા લઇ આવો. જે સૌથી વધારે સ્વરૂપવતી, ને સુશીલ કન્યા લાવશે તેને હુ મારૂ રાજપાટ આપી દઇશ. બન્ને મોટા રાજકુમારો પત્નીની શોધમાં દૂરના મુલકમા નીકળી ગયા પણ નાનકડા કુમારને તો પેલી સ્વરૂપવતી ગાય જેની ઉપે- ક્ષા કરી શકાય તેમ નહોતી. તે તો દૂરથી જંગલ વટાવી પેલા જ ગામના શિવ- મંદિર આગળ ગયો. ત્યાં ગાય તેને મળવા આવી. રાજકુમારે કહ્યુ કે આ વખત તું મને મદદ કરી શકે એમ નથી કારણ મારા

આપે મને સૌથી વધારે સ્વરૂપવાન કન્યા આપવાનું કહ્યું છે. મને તો અહીં પહેલાં હતી તે જ કુમારિકા ગમે છે અને તે સૌથી વધારે રૂપવતી છે એમ મારી માન્યતા છે પણ તે તો છે જ ક્યાં ? ગાયે તેને ધીરજ આપી ને કહ્યું કે તું હાલ અહીં રહે ને મુદત પુરી થાય એટલે નગરમાં જજે. ત્યાં તારી ઇચ્છા પુરી થશે.

રાજકુમારે તેમ કર્યું ને તે મુદતના દિવસે બરાબર વખતે નગરમાં આવી પહોંચ્યો બન્ને મોટાભાઈઓ મોટામોટા રજવાડાની ખુબસુરત કન્યા લઇ આવેલા તેની ધામધૂમ ચાલી રહેલી હતી પણ નાનાભાઇને એકલો પાછો ફરેલો જોઈ બધા મશ્કરી કરવા લાગ્યા નાનો રાજકુમાર ત્યાથી પોતાના મહેલમાં ગયો મહેલમા અંદર પેસતા જ તેણે જોયુ કે પોતાના ખંડમા એક અદ્ભુત સુંદર અને મનોહર કન્યા ઝલઝલતના કિંમતી વસ્ત્રાભૂષણો સાથે રમત કરતી બેઠેલી હતી કુમારને ખુબ નવાઈ લાગી અને નજીક જઇને જોયુ તો તે કન્યા બીજી કોઈ નહિ પણ પેલી જ મનોહર સુંદરી હતી. રાજકુમારના આનંદનો પાર રહ્યો નહિ તે કન્યા શરમાતી શરમાતી બોલી, " કુમાર ! મારૂં નામ ચંદ્રમુખી છે ગૌરીના પુજનના પ્રભાવથી મને મારા મનગમતો વર મળશે એમ તેમણે મને આશીર્વાદ આપ્યો હતો તમને મે જ્યારે પહેલા જોયા ત્યારે જ તમારી સાથે મારા લગ્ન કરવાનો વિચાર થયો પણ તમારા ભાઇઓના કહ્યાને લીધે પાર્વતીજીએ મને ગાય બનાવી દીધી તમને બબ્બે વાર ધુમકુ ને કુતરૂં આપ્યું તે પાર્વતીજીના જ પ્રતાપથી ને છેવટે તમે પોતે જ મારી સાથે લગ્ન કરવા ઇચ્છા દર્શાવી એટલે હું અહીં આવી મને આ તમામ જરજવાહીર ને કપડાં ઘરેણાં માતાજીના પ્રભાવથી મળેલા છે "

રાજકુમાર તો રાજી રાજીથઇ ગયો. તે પોતાની નવી પત્ની ચંદ્રમુખીનો હાથ ઝાલી તેને ઠસાવેલે વખતે દરબારમાં લઇ ગયો અને જ્યારે રાજાએ અને દરબારે જાણે ચંદ્ર પ્રકાશી રહ્યો હોય એવા મનોહર સ્વરૂપવાળી ચંદ્રમુખીને જોઇ ત્યારે બધા એકી અવાજે બોલી ઉઠ્યાં કે નાનો રાજકુમાર જ રાજને લાયક છે રાજાએ પોતાનુ રાજપાટ નાના કુમારને આપ્યુ અને પોતે જંગલમાં ગયા. રાજકુમારે ચંદ્રમુખી સાથે લગ્ન કરી રૂડી રીતે રાજ કર્યું; ખાધુ, પીધુ ને મોજ કરી મોટા બે ભાઇઓએ પણ રાજમાં ઉંચે હોદે રહી રાજની સેવા કરી.

# શૂરાંગના એન્ટીગની

## પ્રાચીન ગ્રીસ દેશની એક યાદગાર વાર્તા

[ લખનાર—શ્રી ચંદ્રકાન્ત ગી૦ પરીખ, બી૦ એ૦ ]

પુરાણા કાળમાં ગ્રીસ દેશના થીબ્સ નામના મુલકના રાજાને એન્ટીગની નામની એક દીકરી હતી. રાજાનું નામ ઓડીપસ હતું. ઓડીપસ રાજાએ જુવાનીની મોસમમાં પણ અજાણતે પીતા આપેલી અને પાપોના ફળરૂપે છેર વીંધિયા, તેનું પ્રાયશ્ચિત ભોગવવા વૃદ્ધાવસ્થામાં તેને રાજ્યપાટ છોડવો પડ્યો, અને પ્રજાએ તેના દીકરા ક્રેઓકલીસને ગાદી આપી. ત્યારે એન્ટીગનીને તેના પિતાપર બહુ પ્યાર હોઈ તે તેના પિતાની લાડકવાયી દીકરી હતી ભાઈની સાથે રાજનો વૈભવ ભોગવવો છોડી બાપ સાથે દેશનિકાલમાં જ મરણનાં કષ્ટો સહન કરવા તે તૈયાર થઈ. ઘણા દિવસ સુધી દરબદરી મુસાફરી કર્યા પછી કોલોનસ નજીક એટીકામાં આવી પિતાપુત્રીએ પોતાનો નિવાસ કર્યો. આ દર્દભર્યા પ્રસંગનું બ્યાન ગ્રીકના સોફોકલીસ નામના વિશ્વવિખ્યાત કવિએ એવી સુંદર રીતે કર્યું છે કે તે વાંચનાર અને સમજનાર ભાગ્યે જ આંસુ પાડ્યા વિના વાંચી શકે. આ સ્થળે દેશનિકાલ થયેલા રાજાને તેની બીજી દીકરી ઈઝ્મીન અને તેનો દીકરો પોલીનીસીઝ જેને રાજ્યપદ ત્યાગી પડનાર ક્રેઓકલીસે ભય માન રહિત દૂર કર્યા હતા તે બન્ને આવી મળ્યાં.

પોલીનીસીઝે લશ્કર ભેગું કરી ભાઈ સાથે વેર લેવાની પ્રતિજ્ઞા કરી. પણ એક બાબતથી તેનું મન કંપતું હતું અને પોતાની ઇચ્છા બર લાવવા મેદાનમાં પડતાં તે ડરતો હતો. એન્ટીગનીએ ભાઈનું મન જાણી લીધું. કદાચ યુદ્ધમાં તે મારો જાય અને પ્રાણનું પણ બલિદાન દેવું પડે તો ક્રૂર અને નીચ ક્રેઓકલીસ તેના મૃતદેહને અગ્નિક્રિયાથી અટકાવે અને જો તેમ થાય તો તેના આત્માની મુક્તિ ન થાય અને અતિ કષ્ટ સહન કરવું પડે. પણ બ્હેને વચન આપ્યું કે પ્રાણની કિંમતે પણ તેના આત્માની સદ્ગતિ કરવા તે તત્પર રહેશે અને એ સંબંધી ભાઈએ જરા પણ ચિંતા મનમાં વસવા ન દેવી. ત્યાર પછી થોડા સમયમાં તેમના બાપ અને વૃદ્ધ પિતા ઓડીપસ મરણને શરણ થયા અને બન્ને બ્હેનો ઘેર જઈ ક્રેઓક-લીસના રાજ્યમાં જઈ રહી. પોલીનીસીઝ પણ નાના મોટા સરદારોને




ઘણા છોકરાઓ મુસાફરી કરવા નીકળ્યા હતા રસ્તે તંબુ ઠોકી, દેવતા સળગાવીને લાકડાં લેવા ગયા હતા. બહુ વખત થયો છતાં પાછા આવ્યા નહિ. કુત્રો તેમની વાટ જુએ છે. છોકરાઓ પાસે જ છે. તમારે જોવા હોય તો ચિત્ર ફેરવીને જુઓ.

વા
દ
રા
ની
વ
ઢ
વા
ડ









# વાંદરાંની વઢવાડ

બે વાંદરા હતા. એક વખત તેમને જરાક તકરાર થઈ ગઈ. હનુમાનજીની પુછડી કેટલા હાથ લાંબી હશે એ બાબતસર તેમને વાંધો પડેલો હોય એ બનવાજોગ છે. જરાક બોલાચાલી પરથી વાત વધી પડી અને વાંદરાંભાઈની જાત એટલે એકદમ બન્ને મારા-મારી પર ચડયા. એમાંનો એક હતો જરાક જાડો ને મજબૂત. તેણે પોતાની મજબુત તરવાર હાથમાં લીધી. બન્ને જણ ગયા ગુરમાલાના વ્યાયામશાળામાં. પેલો જાડો વાંદરો કહે કે અમ્યા આવી જા. બીજો વાંદરો હતો જરાક સુકલો પણ અક્કલવાળો હતો. તે સમજ્યો કે આ જાડાભાઈની તરવાર જો સોગજોગે ગળાપર આવી ગઈ તો તરત 'ર મરામો !' થઈ જવાના ! તેણે એક ગમત કરી. છોકરાઓને રમવાનો પગદડો (ફુટબૉલ) પડયો હતો તે માથાપર મૂક્યો અને તે ઉપર પહેરણ પહેર્યું (જુઓ ચિત્ર ૧) પગદડાપર તેણે ટોપી પહેરી પછી તે પણ તરવાર લઈને તૈયાર થઈ ગયો. પેલો જાડો વાંદરો ગુંચવાયો કે આ આવડો ઉંચો ક્યાંથી થઈ ગયો ! (જુઓ ચિત્ર ૨) કાંઈ નહિ હગલા બતાવી દઉં. બન્ને વાંદરાઓ મારામારી પર આવી ગયા. પેલો જડસો જુસ્સામાં આવી ગયો ને તેણે ખુબ જોર વાપરીને પોતાની તરવાર પેલા પાતળા વાંદરાના પગદડાપર લગાવી દીધી. ચટ લઈને પેલો પગદડો ગબડી પડયો (જુઓ ચિત્ર ૩) જાડો વાંદરો સમજ્યો કે ઓ હનુમાનજીરે ! આ તો ખુનનો મામલો ઉભો થઈ ગયો. બિચારો ખુબ ગભરાઈ ગયો ને ઝડપથી દોડીને બહાર નીકળવા મંડયો (જુઓ ચિત્ર ૪) પાતળો વાંદરો ખુબ હસતો હસતો પેલો પગદડો હાથમાં લઈ જાડા વાંદરા પાસે દોડયો ને બોલ્યો, "હે ભીમસેનના પિતાઈ જાડાલાલભાઈ ! આ જુઓ ! તમે મારૂં ખુન નથી કર્યું !" જાડા વાંદરાએ જ્યારે ખરી વાત જાણી ત્યારે તેનો આનંદ માયો નહિ. તેઓ બન્ને પોતાની વઢવાડ ભુલી ગયા ને હળીમળીને ગમત કરવા લાગ્યા.

—છુમંતર




[લખનાર—શ્રી હરિલાલ મ. છાયા, બી એ. એલ.એલ. બી]

જ્યાનરાજ સબંધી શાસ્ત્રાર્થ કરનાર વિપ્રકુલભૂષણ શ્રી ભોગળભટ્ટાચાર્યને તો તમે ઓળખો છો. તેમનો એકનો એક સુપુત્ર ચંદ્રશેખર બાર વરસ સુધી કાશીમાં રહી સકલ શાસ્ત્રપારંગત થઈને વતનમાં આવી પહોંચ્યો. ભોગળભટ્ટે હોંશથી દીકરાને આગળ પાડવા ગામના પટેલને ત્યાં આશિર્વાદ દેવા મોકલ્યો. ચંદ્રશેખર પાછો ફર્યો એટલે બાપે આતુરતાથી પૂછ્યું, "કા ભાઈ, પટેલને આશિરવાદ દઈ આવ્યો ?"

ચંદ્રશેખર—હા પિતાજી, પરંતુ મઙ્ગલમસ્તુ શરણમ્ થી કરીને શતસાંવત્સરં દીર્ઘમાયુ સુધી હું ભણી ગયો તોએ પટેલનુ દિલ રાજી થયું હોય એમ લાગ્યું નહિ; અને મહુરતા પૂછતા "તમને બારમો ચંદ્રમા છે" એમ મેં કહ્યું તો તે મુછમાં હસીને બોલ્યા કે "કાલ તમારા બાપને આશિરવાદ દેવા મોકલજો"

ભોગળભટ્ટ—તારી કાશીની વિદ્યા અહીં કામની નથી ગમા! અહીં તો જે પાણીએ મગ ચડે તે પાણીએ ચડાવીએ તો ફાવીએ! આવજે કાલે મારા ભેગો

બીજે દહાડે સવારે બાપ દીકરો પટેલના ઘર તરફ ચાલ્યા. પટેલની ડેલી આઠ દશ કદમ દૂર રહી ત્યાંથી બાપ પડકારવા મંડયો.

"જે થાય ! જે થાય ! પટેલની ચડતી ! પટેલની ઘોડીની ચડતી ! ખમા પટેલની પાડીને, ને ખમા પટેલની ગાડીને !– ખમા પટેલની ભાઠીને ને ખમા પટેલની વાડીને !–ખમા પટેલની ઘોડીને ને ખમા પટેલની છોડીને !–ખમા પટેલની જોરૂને ને ખમા પટેલનાં છોરૂને !—આ આરશ ને બુધવાર પટેલને અદરમા સાઠમો !"

પટેલ ક્યારના ઓશરીમા આવીને હાથ જોડી કહી રહ્યા હતા કે "માંરાજ ખમા કરો !"

# વાલોળ

(સંપાદક—શ્રી કુમવિ નાગદાસ ન પટેલ)

મ્હારા વાડામાં વાલોળીનો છોડ,
સુપડ ભરીને મ્હે તો વાલોળો ઉતારી
છમ લઇને છમકારી હો રજ,
વાલોળોની લાગી લહાણ
તાસળીમા ઘાલી હુ તો સાસુ પર ગઇ'તી,
સાસુએ મ્હેણા મચકોડાયાં હો રજ
વાલોળોની લાગી લહાણ
વાડકીમાં ઘાલી હુ તો જેઠ પર ગઇ'તી
જેઠાણીએ મેણા માર્યા હો રજ
વાલોળોની લાગી લહાણ
વાડકીમાં ઘાલી હુ તો બેની પર ગઇ'તી
બેની તો વેણ મીઠા બોલી હો રજ
વાલોળોની લાગી લહાણ




—શબ્દોની ઝમઝમક—

(૧) અકરમી અડવો અલાહબાદમાં આગગાડીને અથડાયો (૨) કરસનીયાના કુતરાએ કાશીપુરામાં કાળીમાશીને કરડીને કાળો કેર કર્યો (૩) ખીમસનાના ખીમલાએ ખેડીબારામાં ખીચડી ખાધી (૪) ગુજરાતની ગાયોને ગોપાળે ગોધરાના ગોચરમાંથી ગોતી (૫) ઘોઘાના ઘચાએ ઘેલાકાકાની ઘોડી ઘેકારમાં ઘાલી. (૬) ચાંદવાડના ચપરાશીએ ચારોદમા ચિતુભાઈના ચોતરે ચપટી ચણા ચાખ્યા (૭) છાણીયેરના છોટાલાલે છોકરીને છાપરે છોડી (૮) જામજોધપુરના જગાશેઠને જ છોરાનાં જલસાનુએ જામ, જલેબી, જાયફળ જમાડ્યાં (૯) ઝમલામાંની ઝરી બળી (૧૦) ટુવાના ટોકરશીએ ટોપલી ને ટપટપીયું ટોચકે ટીંગાળ્યુ (૧૧) ઠકરાળા ઠોકરાઈને ઠર્યા (૧૨) ડભોઈવાળાનાં ડફ ડમરૂને ડુગડુગી દેવાં (૧૩) ઢાસાનો ઢોલામારૂ ઢીલોઢસ (ઢ.) (૧૪) તળાજાનો તાપીદાસ તાપી નદી તર્યો. (૧૫) થાનગઢમા થાળી થરથરી. (૧૬) દિલ્હીના દેવશંકરે દાદુમંદર પર દિવાળીને દીવાળીમા દારૂખાનુ દીધુ

# ઠીકુની કરામત

[લખનાર—શ્રી અંબેલાલ સ દેશાઇ]

એક વખત ઠીકુના બાપા પોતાના ઓરડામા બેસીને લખતા હતા અને પાસેજ ઠીકુ બેઠો બેઠો બોર ખાતો હતો બોર ખાતા ખાતાં તેણે એક ઠળીઓ બાપાએ લખેલા એક કાગળ ઉપર નાખ્યો એટલે ઠીકુના બાપાએ ઠીકુને કહ્યુ "મૂર્ખા, આ શુ કર્યું. કગળ સાફ કર અને ઠળીઓ બહાર ફેંકી દે!"

તરત જ ઠીકુએ તે કાગળપરનો બોરનો ઠળીઓ લઇ લીધો અને પાસે જ એક પાણીનો લોટો હતો તેમાં બોળીને સાફ કરીને બહાર ફેંકી દીધો.

ઠીકુના બાપાએ કહ્યુ "અરે લોટામા શા માટે એ ઠળીઆને બોળે છે? બધુ પાણી ખરાબ કર્યું? જા એ પાણી બહાર ઢોળી દે!"

ઠીકુએ કલ્પના કરી કે લોટામાંનુ પાણી ખરાબ થયુ તેથી બાપા ખીજાયા છે, અને જો હવે લોટો ખરાબ થશે તો વધારે ખીજવાશે તેથી બોર ખાતાં ખાતાં પોતાના ખરડાયલા હાથ પાણી પીવાની ઝોળીમાં બાજી હાથ સાફ કરી લોટામાનુ પાણી બહાર ઢોળી મુક્યું

તે જોઇને ઠીકુના બાપા ઠીકુ ઉપર વધુ ગુસ્સે થયા અને કહ્યુ, "જંગલી! ઝોળીમાનુ પાણી પણ બગાડયુ ને? ચાલ, હવે તે પાણી પણ ઢોળી મુક!"

ઠીકુને બાપની આજ્ઞા પૂછ્યા વિના છુટકો જ નહોતો તે એકદમ ઝોળી તરફ વઠીને જતો હતો એટલામા પાસે જ શાહીનો ખડીઓ હતો તેને ઠીકુનો પગ લાગવાથી તે આખો ઉંઠી પડયો. ત્યારે બાજુ શાહી ઢોળાઇ. ખડીઓ ઉચકી લેતા ઠીકુના હાથને

શાહી લાગી, પાણીની ગોળીને પોતાના હાથની શાહી ન લાગે તેટલા માટે પાસેજ ખીંટી પર મુકેલા બાપાના નવાં ધોતીયાએ પોતાના શાહીથી ખરડાયલા હાથ ડીકુએ લુછી નાખ્યા, અને ઝટપટ ગોળીમાંનુ પાણી ચોકડીમા ઢોળી મુક્યુ.

ધોતીયુ શાહીવાળુ થયેલુ જોઇને ડીકુના બાપા પુષ્કળ ખીજવાયા અને બોલી ઉઠયા "આમ કેમ કરે છે ? નવુ ધોતીયું પણ ખરાબ કર્યું ને ? જા હવે ચૂલો સળગાવ; તેના ઉપર તપેલુ મુકી તેમા એ ધોતીયુ બાફીને આપણે એ ડાઘો કાઢી નાખીએ. હુ જ, હુ વોશિંગ સોડ (કપડાં ધોવાનો ખાર) લઇને આવુ છુ

કોઇપણ કામમા ડીકુની અક્કલ બહુ આગળને આગળ જ કામ કરતી હતી ડીકુએ એકદમ ચુલો સળગાવ્યો અને તેના ઉપર તપેલુ મુકી અંદર ધોતીયુ નાખ્યુ ડીકુના બાપાએ આવીને જોયું તો તપેલામાથી ધોતીયાનો એક છેડો બહાર લટકતો હતો તેમણે એકદમ બૂમ પાડીને કહ્યુ "અરે ડીકુ ? અરે પેલો છેડો નીચે લટકે છે તેને તપેલામા ઘાલ નહી તો હમણાં ધોતીયું સળગી ઉઠશે !"

ડીકુએ ધોતીયાનો છેડો અંદર ઘાલવા હાથ લગાડ્યો તો તે દાઝવા લાગ્યો એટલે તુરતજ તેણે ચુલામાનું એક સળગેલુ લાકડુ લઇને તે વડે ધોતીયાનો છેડો તપેલામાં નાંખ્યો !

થોડીવાર પછી ડીકુના બાપાએ આવીને જોયુ તો, ધોતીયુ સારી રીતે બળે છે એટલે તેમણે બરાડા પાડીને કહ્યુઃ—"અરે ! અક્કલવગરના ! આ શુ કર્યું ? ધોતીયુ આખરે સળગાવ્યુ ને ? તપેલામા પાણી રેડયું છે કે નહી ? ઉતાર, ઉતાર, તપેલુ ઉતારી પાડ, નહી તો તપેલુ ફાટી જશે."

ડીકુએ બહુ જ ઉતાવળથી તપેલામાંનુ સળગેલુ ધોતીયુ એકદમ એવા જોરથી ફેંક્યું કે તે બારી વાટે નીચે વાડામા જઇને પડ્યુ.

વાડામા એક બાજુએ ડીકુના બાપાએ ગાયને માટે સુકુ ઘાસ ભરેલુ હતુ તેમા જઇને સળગેલુ, ધોતીયું પડવાથી તે ઘાસ એક બાજુથી સળગ્યુ. તે દિવસે ડીકુની કિસમતથી મોટી આગ લાગી હોત પણ ઘણા લોકોએ આવીને સળગેલુ ઘાસ બુઝાવી નાખ્યુ એટલે આગ લાગી નહી



# ભમરા

[ લખનાર—બ્હેન " નોશાકરી પીલાં " ]

જમીનમાં જાતજાતનાં જંતુઓ વસે છે જમીનની અંદરના હરેક કાણાની અંદર, અને મોટા પત્થરોની વચેટીએ, આપણે ભભયભ જેવાં ને સુંદર જંતુઓ જોઈ શકીએ છીએ તેમા આ પણને ઉપયોગી થઇ પડે એવુ જીવડું ભમરો પણ છે ઘણે ભાગે હરેક ઘરમા તમો આ ખુબસુરત ભમરાભાઇને મોટા ને પાતળા લાલ ને આસમાની રંગના લબ્બામાં જોગો તમો તેનું ચોકખુ માટીનું બાંધેલું ઘર પણ જોઇ શકશો જે ભમરો ઘર બાંધનાર, વર્ગમાં આવે છે તે તેના વિચારમા બહુ વહેવારૂ હોય છે ભમરો પોતાનુ ઘર તમારી કુંચીના કાણામાં, અથવા તમારા નકશાની ઘડી અંદર, અથવા તમારી ચોપડી ઉપર બાંધવાનુ પસંદ કરે છે પણ બિચારી ભમરી જાણે છે કે તે બાંધેલું ઘર થોડા વખત માટેની તેની કબર છે કારણ ઘર બાંધ્યા પછી ભમરી તેમાં ઇંડાં મૂકે છે, જેમાથી પાછળથી ભમરાનાં બચ્ચા પેદા થાય છે.

જ્યારે ઈંડાં સેવાય છે, ત્યારે તેમને માટે ખોરાક જોઇએ છીએ. તે મેળવવા ભમરી એક જાતનો કીડાનો જથ્થો પહેલાં એકઠો કરે છે જેનો એક હીસ્સે તેના સપાટામા આવે છે કે વરવ તેને ગરદનમાંથી પકડે છે ને પોતાનો ઝેરી ડંખ તે કીડાને મારે છે ફેબર નામનો મહા ફ્રેન્ચ વિજ્ઞાનશાસ્ત્રી કહે છે કે— "ભમરી ઘણી જ હુશીઆર વાઢકાપ કરનારી હોય છે, કારણ કે તે જાણે છે કે પોતાના શીકારના શરિરમા પોતાનું ઝેર કેવી રીતે ને કેટલું દાખલ કરવું, કે જેથી-તે શીકાર ઉંઘમાં પડે

ઝરમર વરસતો હતો. પ્રભુની પાછળ શેષ નાગે પોતાની ફેણાથી પ્રભુ ઉપર છત્ર કરી રાખી હતી યમુનાનું જળ શ્રીકૃષ્ણના ચરણને અડકવા માટે ઉછાળા મારી મારવા લાગ્યું વસુદેવના ગળા સુધી જળ આવતાં તે બહુ જ ગભરાયા ત્યાં પ્રભુએ ટોપલામાંથી પગ બહાર કાઢ્યો અને જળને અડકાડ્યો કે તરતજ જળના બે ભાગ પડી જઈ વચ્ચે રસ્તો પડી ગયો. વસુદેવ ગોકુ-ળમાં ગયા નંદરાજાની સ્ત્રી યશોદા અને આખું ગામ ગાઢ નિદ્રામાં હતું. ત્યાંથી કન્યા લીધી, શ્રીકૃષ્ણને યશોદાની પાસે રાખ્યા અને પાછા મથુરાના કેદખાનામાં દાખલ થઈ ગયા.

આ કન્યા સાક્ષાત યોગમાયાનો અવતાર હતી તરત જ તેણે રડવા માંડ્યું કંસને બાળક જનમ્યાની ખબર થઈ અને તે દોડતો ત્યાં આવ્યો. બાળકીને તે ગ્માન દેવકી પાસેથી ખુંચાવી લીધી અને પત્થર પર પછાડવા જેવી ઉગામી કે તે હાથમાંથી છુટી અને આકાશમાં ઉડી તે ત્યાં વિજળીના ચમકારા માફક પ્રકાશવા લાગી અને બોલી "મૂર્ખ કંસ ! મને શા માટે મારવા ફરે છે ? તારો શત્રુ તો ગોકુળમાં આ દસી રમ્યા કરે છે !" આ સાંભળતાં જ કંસને ફાળ અને આશ્ચર્યની ઓમી સાથે થયાં અને તરત જ તે પોતાના મહેલમાં દોડી ગયો

હવે બાળક કૃષ્ણને મારવા માટે તેણે અનેક ઉપાયો રચવા માંડ્યાં. અનેક રાક્ષસોને તેણે ગોકુળમાં મોકલ્યા અને બાળ આણ્યું અને બાળકોને મારવાનું શરૂ કરી દીધું તેને પુતના નામે એક બ્હેન હતી, તેણે કૃષ્ણને મારવાનું માથે લીધું તે સુંદર યુવાન સ્ત્રીના રૂપે ગોકુળમાં ગઈ. નંદજીને ત્યાં પુત્ર અવતરેલ હોવાથી આખા ગામના લોકોને આનંદ આનંદ થયો હતો. બીજી વાળાની સ્ત્રીઓ નંદના ઘરમાં આવતી તેમ દરરોજ ફર્યા જ કરતી હતી અને કૃષ્ણને રમાડતી હતી આ બધી સ્ત્રીઓ ભેગી પેલી પુતના પણ ભળી ગઈ. તેણે પોતાના સ્તન ઉપર ઝેર લગાડેલું હતું અને રસ્તે આવતાં બારેક નવા અવતરેલાં બાળકોને ધવડાવી તેણે મારી નાખ્યાં હતાં જ્યારે બીજી બધી સ્ત્રીઓ ઘરમાં ભેગી હતી ત્યારે પુતનાએ શ્રી કૃષ્ણને લઈને ધવડાવવા માંડ્યું. શ્રી કૃષ્ણ તો બધું જાણતા જ હતા. તેમણે એવા તો જોરથી પુતનાને ચૂસવા માંડી કે તેનાં બધાં આંતરડાં તણાવા લાગ્યાં. તરત જ તે ત્યાંથી બહાર દોડી ગઈ પણ પ્રભુ તો તેને વળગેલા જ રહ્યા. બહાર નીકળી તેણે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું અને દુઃખ સહન ન થવાથી ચીસ પાડીને જમીન પર પછડાઈ પડી બધા ગામના લોકો તેના

નના (આજદિયાના) ઝાડ એક બીજાની સામમાં ઉભેલાં હતાં. મૂળ આ બે કુબેરના પુત્રો હતા પણ કોઈ દોષ થવાથી ઝાડ થયા હતા. કૃષ્ણ તે બે ઝાડ વચ્ચે થઈને નીકળી ગયા પણ પેલો ખાંડણીઓ વચ્ચે ભરાઈ રહ્યો જોર કરીને ખેંચવાથી તે બન્ને ઝાડ મૂળમાંથી ઉખડીને નીચે પડ્યાં અને તેમાંથી બે પુરૂષો પ્રભુની સ્તુતિ કરતા આકાશમાં ગયા. ત્યાર પછી પ્રભુએ વત્સાસુર નામના દૈત્યને માર્યો અને બગલા રૂપે થએલા બકાસુર દૈત્યને પણ માર્યો અજગરરૂપ થએલા અઘાસુર દૈત્યને મારી પ્રભુએ તેણે ગળેલા ગોવાળો તથા ગાયોને છોડાવી. બ્રહ્માએ પ્રભુની ગાયો ચોરી ત્યારે પ્રભુએ અનેક રૂપો ધારી બ્રહ્માનું અભિમાન મુકાવ્યું. કૃષ્ણના મોટા ભાઈ બળદેવે ગધેડાના રૂપમાં આવેલા ધેનકાસુર નામના રાક્ષસને માર્યો જંગલમાં ચારે બાજુએ દાવાનળ સળગ્યો તેમાંથી પણ પ્રભુએ ગાયો અને ગોવાળનું રક્ષણ કર્યું.

આ રીતે શ્રીકૃષ્ણે અનેક વાર ભક્તોનું રક્ષણ કર્યું ઘણા રાક્ષસોનો નાશ કર્યો અને ઘણાને મોક્ષ આપ્યો.

એક દિવસ શ્રીકૃષ્ણ બધા ગોવાળો સાથે યમુનાના કીનારે ફરતા હતા બરાબર બપોરનો વખત હતો અને તાપ સખત પડતો હતો. ગોવાળીઆઓને તરસ લાગવાથી તેઓએ ગાયોને લઈ યમુનાના કાંઠે જઈ જળ પીધું જે સ્થળેથી તેમણે જળ પીધું તે સ્થળે જળમાં કાલિય નાગ રહેતો હતો તેના રહેવાથી તે જગાનું જળ ઝેરી બન્યું હતું આથી બધા ગોવાળ અને ગાયોએ જળ પીધું કે તરત જ મરણ પામ્યાં. પ્રભુએ તે બધાના પર પોતાની અમૃતમય નજર ફેરવી જીવતા કર્યાં તે દિવસે જ પ્રભુએ તે જગાએથી કાલિય નાગને કાઢી મુકવાની પ્રતિજ્ઞા કરી.

શ્રીકૃષ્ણ એક દિવસ પોતાના મિત્રો સાથે દડાની રમત રમતા હતા. રમતમાં શરત એ હતી કે જેનાથી દડો યમુનામાં પડે તે જ તેમાંથી કાઢી લાવે બીજા બધાએ દડાને જોરથી ઉછાળવા જ નહિ પણ જ્યારે શ્રીકૃષ્ણનો વારો આવ્યો ત્યારે તેમણે જાણી જોઈને તે દડાને યમુનાના જળમાં નાખ્યો આ ઠેકાણે જ પેલો કાલિય નાગ રહેતો હતો. બધાએ શ્રીકૃષ્ણને દડો લેવા જવા ના પાડી પણ તેમણે માન્યું જ નહિ અને કદમના ઝાડ પર ચડી તે ઝેરી જળમાં કુદકો માર્યો. બધા ગોવાળો શોક કરી રડવા લાગ્યા યશોદા તથા ગામના લોકો પણ આ વાત સાંભળી રડવા લાગ્યા. યશોદા માતા બાળકને સંભારીને નીચે પ્રમાણે કહેવા લાગ્યાં —

મારે માણેકડું રીસાવ્યું રે શામળીઆ,
તારા મનમાં આ શું આવ્યું ? રે શામળીઆ

કાને કુંડળ મુખમાં મુરલી, સાંભળે ગોકુળ આવે,
મુખ્યો હું કહી પેર દેખાડું, મા કહી મને બોલાવે રે શામ૦
પીત પીછોડી કટિ કછે, મુજ કને ભોતરૂ માંગે,
હું મરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગે? રે શામ૦
તું માહેશ્વર, તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે?
બાળ કૃષ્ણની કોણ વસે? આ ગોપી હીસી હીસી મરશે—રે શામ૦
(પ્રેમાનંદ)

શ્રીકૃષ્ણે જળમાં જઈને કાલિય નાગને હરાવ્યો. નાગકન્યાઓએ શ્રીકૃષ્ણને ત્યાંથી જતા રહેવા સલાહ આપી પણ પ્રભુએ તે માન્યું નહિ. કાલિયનાગ સાથે ભયંકર યુદ્ધ થયું પ્રભુએ તેના શરીર પર પોતાનો આખા વિશ્વનો ભાર મૂકી દીધો અને તેને દબાવ્યો બધાના આશ્ચર્ય વચ્ચે તેને જળની બહાર લાવી પ્રભુએ તેની ફેણમાં નાથ પરોવી તેને નાથ્યો અને કમજે સૌ કૃષ્ણને જાણે ગયેલો છોરૂ પાછો આવ્યો હોય તેમ આનંદ થયો અને રાજી થઈ પ્રભુ સાથે ઘેર ગયાં તે દિવસથી કાલિયનાગને ત્યાંથી કાઢી મૂકી યમુનાનું જળ પ્રભુએ પવિત્ર બનાવ્યું

ત્યાર પછી પણ પ્રભુએ બીજા કેટલાક રાક્ષસોને માર્યા અને ગાયો તથા ગોવાળોનું રક્ષણ કર્યું

ગોકુળ અને તેની આસપાસના સ્થળો વ્રજ ભૂમિ કહેવાય છે. શ્રીકૃષ્ણ પોતાના કામો અને રૂપ ગુણથી બધાને એટલા વહાલા થઈ પડ્યા કે વ્રજની સ્ત્રીઓને કૃષ્ણ વગર એક ઘડી પણ ચાલતું નહિ કૃષ્ણ ગાયો ચરાવવા જાય તે વખતમાં પણ કૃષ્ણનો વિયોગ ગોપીઓ સહન કરી શકતી નહિ. આખો દિવસ તેઓ ભગવાનના ગુણોનું વર્ણન કરીને તથા તેમનાં ચરિત્રો ગાઈને સંતોષ માનતી

માગશર માસમાં વ્રજની ગોપીઓ દરરોજ જગદંબાના પૂજનનું વ્રત કરતી હતી. સવારમાં સૂર્યોદય પહેલાં યમુનાના જળમાં સ્નાન કરી વિધિપૂર્વક જગદંબાની પૂજા કરી પ્રાર્થના કરતી કે શ્રીકૃષ્ણને મારા પતિ કરજો. આ વ્રતને કાત્યાયનિવ્રત કહે છે એક દિવસે આ ગોપીઓના વ્રતનું ફળ આપવા માટે શ્રીકૃષ્ણ જ્યારે ગોપીઓ સ્નાન કરવા ગઈ ત્યારે યમુનાના કિનારે ગયા. ગોપીઓ પોતાનાં વસ્ત્ર કિનારાપર ઉતારી જળમાં સ્નાન કરવા પેઠી ત્યારે કૃષ્ણે બધી સ્ત્રીઓનાં વસ્ત્ર ઉપાડી લઈ કિનારાપર એક કદમનું ઝાડ હતું તેનાપર ચઢી ગયા. સ્ત્રીઓ સ્નાન કરી બહાર નીકળી તો તેમનાં વસ્ત્ર કિનારાપર ન મળે તેમણે કૃષ્ણને પોતાનાં વસ્ત્રો સાથે ઝાડપર ચઢી બેઠેલા જોઈ વસ્ત્રો આપવાની પ્રાર્થના કરી. શ્રીકૃષ્ણે કહ્યું

આવ્યો મીઆની અને બેલાવ્યા પછી વૈકુંઠનાં દર્શન કરાવ્યાં આદિ ગોવાળ લોકોને મળ્યા અને શ્રીકૃષ્ણ સાથે રમવાનું અને વાતો કરવાનું મળતુ તેવું નં મળવાથી તેમણે જણાવ્યું કે.—

"મારે આમુરે વૈકુંઠ નહિ આવુ, ત્યાં તો નંદકુંવર ક્યાંથી લાવુ,—મા૦"

શ્રીકૃષ્ણની બંસરીનો નાદ સર્વને ઘેલા બનાવતો જ્યાં પ્રભુની મુરલીનો સ્વર કાને પડ્યો કે બધા કામ કોઈએ મુકી બસ એ જ સાંભળ્યા કરીએ એમ થતુ જ્યારે પ્રભુ યમુનાના કિનારે પગની આંટી નાખી ઉભા રહી મોરલીનો અવાજ કરતા ત્યારે નદીનું જળ પણ તે સાંભળવા વહેતું બંધ થતું ગાય, વાછરડાં, હરણ વગેરે જનાવર મોઢામાં ઘાસ ( કોળીયા ચાવતાં ચાવતાં ઉંચા મુખે જોઈ રહેતાં જંગલની અંદરનાં પ્રાણીઓ પણ પ્રભુનું ગાન સાંભળવા કીનારા પર આવીને બેસતાં આ મુરલીના પ્રભાવને લીધે વ્રજની સ્ત્રીઓ મુરલીની વારંવાર અદેખાઈ કરતી હતી પ્રભુએ ગોપીઓને આપેલું રાસ રમવાનું વચન આપેલું હતું તે શરદઋતુની એક ચાંદની રાત્રીએ નક્કી કરવામાં આવ્યું જેટલી ગોપીઓ હતી તેટલા પ્રભુએ જુદાં જુદાં સ્વરૂપ ધર્યાં અને બધી ગોપીઓ સાથે આનંદથી રાસ રમ્યા. રાસલીલાના મધ્યમાં પ્રભુ અલોપ થઈ ગયા. ગોપીઓ વનમાં પ્રભુને શોધવા લાગી. પ્રભુએ અભિમાની ગોપીનું અભિમાન છોડાવ્યું અને પછી બધી ગોપીઓની વચ્ચે પ્રગટ થયા ત્યાર પછી પ્રભુએ જળની અંદર પણ લીલા કરી ગોપીઓને સંતોષ આપ્યો

શ્રીનંદરાયજી ગોવાળ લોકો અને નંદજી વનમાં યાત્રા કરવા ગયા હતા. એક અજગરે સરસ્વતીના કિનારા પર નંદરાયને ગળવા માંડ્યા શ્રી કૃષ્ણે નંદજીને છોડાવી અજગરનો મોક્ષ કર્યો એવી જ રીતે એક શંખચૂડ નામનો કુબેરનો સેવક ગોપીઓને ઉપાડી જતો હતો તેને મારી તેના માથાનો મણિ પ્રભુએ લઈ લીધો કંસે મોકલેલા બળદ રૂપે અરિષ્ટાસુરનો પણ કૃષ્ણે નાશ કર્યો. ત્યાર પછી કેશી દૈત્ય તથા વ્યોમાસુરનો પણ પુરો કર્યો.

કંસે મોકલેલા દૈત્યોનો નાશ થયો ત્યારે કંસ બહુ મુંઝાવા લાગ્યો ક્રોધમાં આવી જઈ તેણે વસુદેવ તથા દેવકીને મારી નાખવા પ્રયત્ન કર્યો પણ નારદજીએ આવી તેને રોક્યો ત્યાર પછી કંસે ધનુર્યજ્ઞના બહાને કૃષ્ણ બળદેવને મથુરા બોલાવીને મારી નાખવાનો નિશ્ચય કર્યો. તે માટે રંગ મંડપ તૈયાર કર્યો તેનો કુવલયાપીડ નામનો મહા જોરાવર હાથી હતો તેને પણ દરવાજે રાખવાનું કરાવ્યું તથા બીજા અનેક મોટા મલ્લો કૃષ્ણ અને બળદેવને મારવા માટે કરી આ બધામાંથી બચી જાય તો ઉપરે પોતે જ તેમને મારી શકું નક્કી કરી અક્રુરને ગોકુળ કૃષ્ણ બળદેવને તેડવા મોકલ્યા. અક્રુર કંસના કાકા હતા છતાં કૃષ્ણ તેમને પ્રિય હતા. તે

જાણતા હતા કે કૃષ્ણ સાક્ષાત્ ઇશ્વર જ છે. આનંદ સાથે અક્રુરે કુશળ આવ્યા કૃષ્ણ તથા બળદેવને ધનુર્યજ્ઞ થવાનો છે ત્યાં બધાને આમંત્રણ છે એ સમાચાર કહ્યા અને પ્રભુના આશ્રયમાં નીરાંતે ત્યાં રહ્યા. બીજે દિવસે અક્રુરે આણેલા રથમાં બેસીને શ્રીકૃષ્ણ અને બળદેવ મથુરા તરફ જવા લાગ્યા કૃષ્ણને બધાએ ત્યાં જવા ના પાડી પણ કૃષ્ણે કોઇનું માન્યું નહિ. કૃષ્ણ જવાના છે એ સાંભળી ગોપીઓના તો છક્કા જ છુટી ગયા. રોતી તેઓ કૃષ્ણના રથની પાસે આવી રથને રોકી રાખ્યો અનેક રીતે કૃષ્ણે ગોપીઓને સમજાવી પણ ગોપીઓ સમજી નહિ. તેઓ અક્રુરને ગાળો દેવા લાગી તથા તેને અક્રુરને બદલે "ક્રુર" કહેવા લાગી છેવટે ગોપીઓના ના કહેતા છતાં પણ કૃષ્ણને ગયા વગર ન ચાલ્યું કૃષ્ણનો રથ જતો હતો તે તરફ ગાંડી માફક ગોપીઓ જોતી રહી અને રથ દેખાતો બંધ થયો ત્યારે બેભાન બની જમીન પર પડી ગઇ

રસ્તામાં કૃષ્ણે અક્રુરને પોતાનું સ્વરૂપ દેખાડ્યું અને છેવટે મથુરા પહોંચ્યા. મથુરામાં જઇને કંસરાજાના ધોબીને મારી તેની પાસેથી કપડાં લીધાં. શ્રીદામા નામના માળીએ રાજી ખુશીથી પ્રભુને હાર ગજરા આપ્યા તથા દરજીએ બધાં વસ્ત્રો બેસતાં કરી આપ્યાં તે બધાના પર પ્રભુ પ્રસન્ન થયા ત્યાર પછી કંસનું ચંદન ઘસનાર કુબજા નામની કદરૂપી સ્ત્રીને પ્રભુ મળ્યા તથા તેનું ચંદન લીધું અને તેને સારા રૂપવાળી બનાવી તેનો ઉદ્ધાર કર્યો. ત્યાર પછી શ્રીકૃષ્ણે કંસના [illegible] ધનુષને ભાંગી નાખ્યું

આ પ્રમાણે પરાક્રમ કરતા કૃષ્ણ અને બળદેવ સભામંડપ તરફ જતા હતા. મથુરાની સ્ત્રીઓ પણ કૃષ્ણને જોઇ ઘેલી બનતી તેઓ ઇશ્વરની પ્રાર્થના કરતી કે કૃષ્ણને બચાવો તથા દુષ્ટ કંસનું નખ્ખોદ જાઓ! જ્યારે કૃષ્ણ દરવાજા પાસે આવ્યા ત્યારે કુવલયાપીડ હાથી સૂંઢ હલાવતો ત્યાં ઉભો હતો. અંદર પેસતા પહેલાં હાથી સાથે યુદ્ધ કરવું પડ્યું. કુવલયાપીડ હાથીને મારી તેના બે દંત કૃષ્ણ અને બળદેવે ખભે મુકી સભામાં પ્રવેશ કર્યો. ત્યાં પેલા મલ્લો તૈયાર જ હતા. કૃષ્ણ અને બળદેવે તેમની સાથે પણ યુદ્ધ કર્યું અને કૃષ્ણ કંસના સિંહાસન ઉપર ચઢી ગયા. શ્રીકૃષ્ણ કંસને કાળરૂપ દેખાવા લાગ્યા. આસન પરથી નીચે નાખી શ્રીકૃષ્ણ તેના પર ચઢી બેઠા અને આખા બ્રહ્માંડનો ભાર તેના પર મુક્યો અને એક મુઠી મારી તેનો પ્રાણ લીધો

આ પ્રમાણે દુષ્ટ કંસને મારી માત પિતાને કેદખાનામાંથી છોડાવ્યા. કૃષ્ણ અને બળદેવ તેમના પગે પડ્યા. આનંદનાં આંસુ વાટે માતાપિતાને અતી હરખ આપ્યો અને સર્વ ગોવાળ મંડળીને ભેટી ખુબ ખુશ થયા. ત્યાર પછી કૃષ્ણ બળદેવે ફરી રાજા ઉગ્રસેનને મથુરાની ગાદીએ બેસાડ્યા અને સર્વ કે ઠેકાણે સંક્ષેપ દેખાડી વિદ્યા શીખવા તેઓ ગુરૂને ત્યાં ગયા.

# બાલ ઉખાણા

(૧)




(૨)




(૩)




(૪)




(૫)




(૬)

સોયદોરો

(૭)




(૮)




કવિ ગિરધર-પાઠક




(૯)
સાબેલુ


(૧૦)
સીકુ


(૧૧)
ત્રાજવા


(૧૨)
દીવો


(૧૩)
ઘોડીયું


(૧૪)
ઠાઠડી


(૧૫)
દોહનારી
ગાય- વાછરડું


(૧૬)
સમળી

(૧૭)



સાપ

(૧૮)



વીંછી

(૧૯)



કાગડો

(૨૦)



કોયલ

(૨૧)



આંચળ

(૨૨)



દાતરડું (૨૩)



(૨૪) બંદૂક




[ નોંધ—નીચે જે ઉખાણાં આપેલાં છે તેના જવાબ ‘ચિત્રબદ્ધ ઉખાણાંના અક્ષર’ આ સાથેનાં ૮ ચિત્રોમાં આપવામાં આવેલા છે ]

૧

વાવડી પરવડી, લોબ્યાનું ગામ,
બત્રીશ પીપળા વચ્ચે એકજ પાન.

૨

સોપારી જેવડું સારંગડું, તલનો ત્રીજો ભાગ,
એ સારંગડે બે રત્ન જન્માં, એક ધરતી ને બીજું આભ.

૩

કાળો પણ કાગ નહિ, લાંબો પણ સાપ નહિ,
તેલ ચડે હનુમાન નહિ, ફુલ ચડે મહાદેવ નહિ.

૪

નહિ સગો, નહિ સાગવો, દૂરે દેખી રોઈ,
એના બાપનો બનેવી, મારો સગો નણદોઈ

૫

એક જનાવર અઈઠ, તેની સાથ બોલે ચઈઠ,
તેનો સસીયો સરદાર, તેની સુંઢી મરદાલ.

૬

એક દાંઠ મદ્દ મંડુ, પ્હેરે ઘણા વાઘા,
વાઘા પહેરી મટકા કરે, અંગ બધા ઉઘાડા.

૭

સુંદર સરોવર જળ ભર્યું, તેમાં ન બુડે કોય,
તમો આવો ત્યાં સુધી, તે વરણું મેં સાર !

૮

ચટકુડી છોકરીને ચટકુડા કાન,
એને આપે સીંદરૂ તો ઝટ કરે કામ.

૯

પાંચ વેંતની પુતળી, મુખ લોઢાના દંત,
નારી સંગે નીત રમે, ચતુર વિચારો અંત.

૧૦

આંટી ઘુંટી અંતર વાસો,
આરો ઉખાણો નહિ કહે તેનો કુતરો માસો.

૧૧

એક નારી, બે ઘાઘરા, છબકે નાઠાં છે,
માથે ફરકે પૂંછડી, એનો અરથ કહો.

૧૨

સુંદર સરોવર સાર, નિર્મળ નીર ભર્યાં છે,
નહિ આરો નહિ પાળ, ફરતો હાર કર્યો છે;
નહિ વનસ્પતિ વેલ, પાન વિણ મૃગ ચરે છે,
મૃગ મારનાર જાણતો નથી, મૃગ મારીને મરે છે.

૧૩

વાંકીચુંકી વેંકળી, માંહી પડ્યું છે હાડ,
એ અરથ વરતે, એના હાલરડાં ગાઉં.

૧૪

લીલી પીળી વાસળી, બજાવનાર કોણ?
બીબી ચાલ્યાં સાસરે, મનાવનાર કોણ?

૧૫

ત્રણ માથાં ને દશ પગ.

૧૬

આભા મંડળમાં ઘર કરૂં, તાળા ચોડે વરૂં;
જોણુ અચલાને ખાઈ જાઉં, તેની લાવ ફુલણ પાસ કરૂં?

૧૭

કાળી સાંઢી, તેલ છાંટી, એને ઠેકે તે ભલો માટી

૧૮

આવડી શી રતિ તે રાજાની રાણીને રડાવે.

૧૯

કાળા કાળા કાકાજી, ઠગારાના પીર,
ગામ ગામ ઠામ ઠામ, ખાઈ જાય ખીર.

૨૦

કાળી કાળો કંકુબાઈ, આંબા ડાળ ડોલે,
ઉનાળામાં કેરી ખાતી, મીઠા ટહુકા બોલે.

૨૧

કાળી છીપર નીચે ચાર ચોર.

[૨૨—૨૩

ચાલે છે ચપતુ, એ જનાવર મરતું નથી

૨૪

ગાય વિયાણી ગોંદરે, વાછડું વાડા માંહ્ય;
દોહનારી ઝુલે પારણે, તેનાં ઓરૂઠાં દરકર માંહ્ય.

૨૫

તરકની દીકરી, તેજબાઈ નામ, પહેરે પટોળાંને ભાગે છે ગામ.

૨૬

આપી ગુરૂની પાઘડી, આપ્યો પોઠનો નાળ;
આપ્યો આઠમ કેરો ચાંદલો, ચોથો અરપો ભાળ.

૨૭

ડુંગર ઉપર દવ બળે, નદી કરે પોકાર,
ચતુર હોય તો ચેતજો, મૂરખ કરે ન વિચાર.

૨૮

કાકા રે મે કૌતક દીઠું, બધી તળાવમાં વરતું દીઠું,
પાણી છે પણ પીતું નથી, ઘાસ છે પણ ચરતું નથી,
એ જનાવર મરતું નથી.

૨૯

પરયોસન, ઉદરુંભરણ, વંશવર્ધન સુખરૂપ
હાળેથી જગ ચોંટતો, તે મોકલ્યોને ભૂપ.

૩૦

ફુલનો ફમર, કોટનો નગર, સોપારીનો સમાળ, પાનનો ફુકાળ.

૩૧

મ ખાંઈ હેટે પણ પકડાય નહિ

૩૨

એક નરને નારી ઘણી, પણ રાત પડે નર એકલો.






(૧) હાથીને પગે તાળાં દઈ આપો.

હાથી ધમ્મ ધમ્મ ચાલે.
પાતાળ પાણી કાઢે;
પાતાળ પાણી કાળાં,
હાથીને પગે તાળાં

(૨) હવે હાથીને પગે ફુદા બાંધી આપો.

હાથી ધમ્મ ધમ્મ ચાલે.
પાતાળ પાણી કાઢે,
પાતાળ પાણી કાળાં,
હાથીના પગે તાળાં



# બાલજીવન જય

( ગઝલ )

વિમલ, મંજુલ, સુખદ, સૌખ્ય-સર, મમતાળુ, સમભાવી,
રહ્યું વર વ્હાલ વરસાવી, સુજશભર બાલજીવન જય !
સદા હસતું સદા રમતું, સુહાગી સર્વને ગમતું;
નિરંતર અંતરે વસતું, સુજશભર બાલજીવન જય !
સહુનું શ્રેય અભિલાષે, અવરને ના કદી ત્રાસે;
અધિન છે પ્રેમના પાશે, સુજશભર બાલજીવન જય !
સુમન-સુંદર મધુર લાગે, ભર્યું ભરપૂર અનુરાગે;
ન માન મહત્વને માગે, સુજશભર બાલજીવન જય !
ગુણી ગભરૂ સુશીલ-નમણું, અચલટેકી કહાવંતું;
શાન્ત સુવાસ સોહંતું, સુજશભર બાલજીવન જય !
સ્વતંત્ર વિચાર દર્શાવે, મનોમાલિન્ય વણસાવે;
ઉજાળે ઉર આભાવે, સુજશભર બાલજીવન જય !

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# સમરસવાળો

[લખનાર—શ્રી બ્હેન જ્યોત્સ્ના શુક્લ]

દીવાળીના આનંદમાં 'સબરસ'* શબ્દથી કેટલો ઉમેરો થાય છે ! આ વાત એક સબરસવાળા છોકરાની છે

અમારા શહેરમાં નવા વર્ષનું પ્રભાત બહુ મનોહર હોય છે તે ઠંડકે પાછલી રાતના બાર વાગે " ચપોરમે હકાઠે સબરસ" ના પોકારોથી અમે જાગી ઉઠયાં દશબાર વર્ષનો એક બાળક ઝડપભેર આવતો હતો પણ 'સબરસ' વેચવા માટે તો ઘણા બાળકો આવે છે; તેમાના એક જ છોકરાની વાત હું ત્હમને શા માટે કહું છુ ? તે છોકરો દેખાવે કંઈ બીજા બાળકો કરતાં સુંદર નહોતો ત્હેના લુગડાં ફાટેલાં હતા. એક ન્હાનકડી ટોપલીમા થોડુંક 'સબરસ' લઇ તે વેચતો હતો. પણ ત્હેનો ઉત્સાહ જબરો હતો. ત્હેની ચપળતા ને ત્હેનુ હસતું મ્હો જોઇ બધા ઘરવાળા ત્હેની પાસે 'સબરસ' લેતા હતા એમ અમે જોયું. અમે પણ એને બોલાવવાનો વિચાર કર્યો.

"સબરસ લો સબરસઅ......આ .. બિએબેસતે વરસબર્ષે સબરસ, સબપોરમરમે હકાબાડે સબબરસ, સબરસ લો સબ-બરસસસસ" બોલતો તે છેક પાસે આવી પહોંચ્યો; અમે ત્હેને બોલાવ્યો ને એટલામાં તો ત્હેની પોતડીના એક ફાટેલા છેડામાં પગ ભરાયાથી તે પડી ગયો ને બધુ 'સબરસ' વેરાઈ ગયુ ! સબરસ વેચીને કરેલી કમાણીમાથી કંઇ કઇ ખરીદવાનો ત્હેણે વિચાર કર્યો હશે તે આમ એક ઘડીમાં ધૂળમાં મળી ગયો.

---

* શુકનનું મીઠું

અમને તે છોકરાની બહુ દયા આવી. અમે ત્હેની પાસે જઈ જેમ તેમ ત્હેને રડતો રાખ્યો ને ત્હેને ખુશ કરવાના ઈરાદાથી ચાર છ આના આપવા માંડ્યા. વળી વેરાઈ ગયલુ બધું મીઠું સાંભરી લઇ ફરી વેચવા જવાનુ પણ કહ્યુ પણ ત્હેણે ન પૈસા લીધા કે ન પેલુ મીઠું સાંભરી લીધુ ટોપલી ખંખેરીને તે ઉભો થઈ ગયો ને તેણે કહ્યુ "બ્હેન! પૈસાને હું શું કરૂ! પૈસા નહીં મળે એ માટે હું નથી રડતો વળી શું આપો? હુ આવ્યો જઇશ ને તમે કોઇ બીજા પાસે 'સબરસ' લેશો. પણ મ્હારૂં 'સબરસ' હું કેટલાં બધા બાળકોને વગર પૈસે આપવાનો હતો. હજી તો કાલે સાંજે જ ગોપીપુરાનાં બાળકોએ મ્હારી પાસે 'સબરસ' લેવાનુ નક્કી કર્યું" હતુ. એ બધાં મ્હારી વાટ જોતાં હશે હુ ઉતાવળથી જતો હતો ને મ્હારૂ 'સબરસ' વેરાઇ ગયુ—એ ધૂળવાળુ સાંભરી લઇને હુ શું કરૂં? ને બ્હેન! વધારા પૈસા પણ હુ કેમ લઇ શકુ? ખાલી હાથે એ લોકો પાસે હું શી રીતે જઇશ એ વિચારથી મ્હને રડવુ આવ્યું હતુ, પણ હવે હું જઇશ"

અમને તેની વાત સાંભળીને બહુ નવાઇ લાગી કેવો ભલો ને નિર્દોષ બાળક! પણ એ કરતાંએ એ વધારે નિર્દોષ હતો અમે ઘરમાંથી થોડુંક મીઠું લાવી એની ટોપલીમાં નાખવા માંડ્યુ ને "આ પેલાં બાળકોને આપી આવ" એમ કહ્યુ પણ તેણે તે મીઠું પણ ન લીધું "ના બા, એ તો તે લોકોને છેતર્યા એમ કહેવાય," કહી તેણે ચાલવા માડ્યું. અને અમે બીજા 'સબરસ' વાળાઓ પાસે થોડુ ખરીદીને ત્હેને આપ્યુ ને તે લઇ ખુશ થતો ને આભાર માનતો, "સબરસ લો સબરસ, સપોરમે દહાડે સબરસ! આ સબરસ, સબરસ," બોલતો આંખમાં આંસુ સાથે હસતો હસતો તે ચાલ્યો ગયો.

અમને લાગ્યુ કે આજની સવાર આવી સુંદર લાગે છે તેનુ કારણ આ બાળકની નિર્દોષતા ને એનો મીઠો ઉત્સાહ છે.

જે જાણવાની ખાસ ધારણા હતી તે પાર પાડવાનો આ વખત હતો આથી નીચે ઉતરીને હું ઉત્તમરામભાઈ સાથે દિવાનખાનામાં ગયો

ઉત્તમરામભાઈ બોલ્યા, “ મહેમાનો તરફ મારી વિચિત્ર રીતભાત હોવાની વાતો ચોતરફ થાય છે, પણ ખરૂં જોતા તેમાં મહેમાનોનો જ દોષ હોય છે. આપણા દેશી લોકો મહેમાનને બદલે મોસલ થઇને આવે છે જેને ત્યાં ઉતરે તેની સગવડ સાચવવાનું તો કોરે રહ્યું પણ મેહમાન થયા એટલે મોટા બાદશાહ થયા એમ આપણામાંના ઘણા લોકો માને છે. સાધારણ રીતે મેહમાનોમા નીચેની ખોડખાંપણો વધારે ઓછા પ્રમાણમાં હોય છે

“ ૧ કોઇ મહેમાનો એવા હોય છે કે જમવાનો વખત સાચવે તો તેમના બાપના જ ચમ ! સવારમા ઉઠતવિત ઘણુ કર્યું ન કર્યું કે ચાનો પ્યાલો ચઢાવીને ગેબ થઇ જાય તે ખાસ્સા બપોર થયા પછી દર્શન દે ! ન પૂછી જાય જમવાનો વખત, તેમ ન જણાવી જાય પોતાનો પત્તો કે આપણે વેળાસર તેમને શોધી શકીએ. કલાક બે કલાક પાટલા ઉપર રાહ જોઇ બેસી રહીએ ત્યારે સાહેબ મહેરબાનની પધરામણી થાય અને કપડાં ઉતારતાં ડહાપણ દેખાય કે ‘ મને જરા વાર થઇ હો ! બહુ તો બેસી રહેવુ નથી પડયુ ને ? ! મારે માટે ઢાંકી મુક્યું હોત તો અડચણ નહોતી !’—વગેરે. ગણતા આવો કે એક જોડો એનો !

“ ૨. આપણા નોકરોને ઠપકો દેતાં આપણે પોતે પણ કદાચ વિચાર કરીએ છીએ કે માળા ભાગી જશે અને રખડશે, પણ કેટલાક મેહમાનરાજે મોટા લશ્કરી અમલદારો હોય તેમ આપણા નોકરની ધૂળ કાઢી નાખે છે,—ઘેર બહેને હાથે વાસીદુ કરતા હોય ? !—કેટલાક મહેરબાનો વળી પોતાને કામે નોકરને બારોબાર મોકલી દે છે અને આપણે તેને શોધીએ એટલે ચુગા મુગા જોયા કરે છે અને આખર ઉચરે છે કે ‘એને તો મેં ફલાણે કામે મોકલ્યો છે !’—અહ્યા એક જોડો એનો !

"૩ આપણુને કોઇ મળવા આવે તેને મેહમાન ગજ બિલકુલ ઓળખતા ન હોય તોએ 'પધારો, પધારો' કહીને પાન સોપારીની રકાબી આગળ ધરે છે તથા જે કંઇ વાતચિત થાય તેમાં પોતાને લાગે વળગે નહિ તોપણ ડાહ્યા થામ છે. કદાચ મળવા આવનાર આપણો મત પૂછે તેનો જવાબ આપણે દઇએ તે પહેલા તેઓ સાહેબ પોતાનો નેક અભિપ્રાય આગળ ધરતા ચુકતા નથી; એક જોડો એનો!

"૪ મહેમાને મેજબાનના કુટુંબ જોડે સહુકાઇથી વર્તવું જોઇએ એ કાંઈ કહેવાની જરૂર નથી આમ છતા ઘણાક ઉલ્લુ શામે આપણાં બાળકોને ઠીટીયા ઠોળી કરી ચિડવ્યા કરે છે અને રડાવે છે; તથા પોતે કાંઇક મહાભારત પરાક્રમ (achievement) કર્યું હોય તેમ મનમાં મલકાય છે અને નફટ થઇ હસે છે એક જોડો એનો!

"૫. કોઇ લુજ લપ્પી મહેરબાનો આપણી ઘર વ્યવહારની બાબતોમાં પંચાત કરે છે "તમારા ઘરમાં ફલાણુ આમ થાય છે તે તેમ થવુ જોઇએ, તમે કીમતી કપડા પહેરીને નકામા પૈસા નાખો છો, તમે બહુ સાદા છો અને વગર જરુરનો લોભ કરો છો; તમે તેલ મસાલા વધારે પડતા વાપરો છો અથવા ઓછા વાપરો છો; તમે અતિશય વહેલા ઉઠો છો અથવા મોડા ઉઠો છો, અમે તો અમારે ઘેર આમ કરીએ છીએ ને તેમ કરીએ છીએ, વગેરે—એક જોડો એનો!

"૬. ઘણાક મેહમાનો આપણી સુડી, કાતર, ચપ્પુ વગેરે વસ્તુઓ પોતાના કામ માટે કહ્યાવિના ઉપાડે છે અને પાછી મૂળ જગ્યાએ મેલવાને બદલે પોતે જ્યા બેઠા હોય ત્યા રખડતી રાખીને આપણુને કેટલા ફોકા મરાવે છે તેનો ખ્યાલ કરી લેશો!—એક જોડો એનો!

"૭. મેહમાન થતાં પણ આવડવું જોઇએ, અને એ કળા આપણા પોતાના મેહમાનો પાસેથી બહુ સારી રીતે શીખી શકાય છે. જુદા જુદા મેહમાનોની જે જે રીતભાત કે વર્ન-

સુકને લીધે આપણને અડચણ, મુંઝવણ કે અણગમો, થાય તે તે રીતભાત કે વર્તણુકથી કોઈના મેહમાન થતી વેળા આપણે દૂર રહેવું જોઇએ. આટલું છતાં પણ આપણા લોકો તિરસ્કાર રહે છે અને તેથી મોઢે નહિ તો એ અંદરખાનેથી અપમાન પામે છે,—માટે એક જોડો એનો !"

ઉત્તમરામભાઇએ ઉમેર્યું, "આ પ્રમાણે આજ સુધીમાં મારે ત્યાં જેટલા મેહમાનો આવી ગયા છે, તેઓ દરેકમાં કાઇ ને કાંઇ ખામી હોવાથી, તેઓને લાયકાત મુજબ એકથી સાત જોડા સુધી હું લગાવતો આવેલો છું આપની રીતભાત મે પહેલેથી છેવટે સુધી જોયા કરી તો તેમા બિલકુલ ઠહેવાપણું હતું નહિ ખાસડાંની વિધિમાથી આપ એકલા જ બાદ રહ્યા છો તે બાતે આપને મુબારકબાદી ઘટે છે "

ઉપરનો ખુલાસો સાંભળીને મને ગમ્મત સાથે સંતોષ પેદા થયો, અને ભવિષ્યમા મેહમાનો ગમે એવા આવે તો પણ તેઓના તરફ ખાસડાની કૃપા ન કરવાનુ મારા યજમાનનુ વચન મેળવીને મે રજા લીધી

---

## વરસાદનું ટીપું

ઉતરતાં નભથી વદે, ધરા ભણી બિન્દુ એક કે —
"તરુ-કુસુમ-લતાપર હું પડી સમાઈ થઈ સુખી જીવન કે.
જીવતર વહી ધુળધાણી વા, અથવા પડીને કાદવે ?
હું પડીશ ભૂમિપર કદી, ના ના મ્હને તે ના ફાવે !"
ખરતી વદે છે તે પ્રતિ —" જ્યાં બિન્દુ હાવે ત્યાં તેને
ઉજને ખરતાં શોચતો, ના ! ના ! સતત વાસો ભલે
નભગૃહપતિ તે જો કરે, નિ લઇ જઈ ઉજને ફરી,
તરુ કુસુમલતાપર સમાઉં, અથવા રહે કાદવ પડી !"

—જનાર્દન પ્રભાસ્કર




# વિનોદની વાતો




## હાજર જવાબી

નાગપુરના રાષ્ટ્રધ્વજના સત્યાગ્રહમાં ગુજરાતના જે દેશભક્ત પુરુષોએ નામ કાઢ્યું છે તેમાંના એક 'બદમાશ-ભામટા' (!) દેશભક્ત યુવકની નાગપુરના ન્યાયમંદિરમાં તપાસ ચાલતી હતી ત્યારે ન્યાયાધીશ સાહેબ કટાક્ષમાં બોલ્યા કે, "તુમારા ગુજરાતી ભાષા શીખનેકા વિચાર હૈ!" એક કેદી જરાક એક ચપ્પુની બે ફાડ કરી નાખનાર હતો તેણે પટ લઈને જવાબ આપ્યો કે સાહેબ! આપ રાષ્ટ્રધ્વજ લઈ ઝંડા ચોકમાં સત્યાગ્રહ કરી આવો! આપને ૧ વર્ષની સજા થશે એટલે અમારા ભેગા રહી ગુજરાતી ભાષા સારી રીતે શીખાશે!

આ યુવક હાજરજવાબ નથી એમ કોણ કહેશે ?

* * * *

*

આવી જ અમૃતસર ઉપલા સત્યાગ્રહપ્રસંગે મો ફાગુજન્દરથાન-કારાગૃહમાં-આવેલી એક ગુજરાતી દેશભક્ત યુવકને જોઈ ત્યાંના દેશી ન્યાયાધીશ સાહેબ માયાથી બોલ્યા કે જો મારો આવો પુત્ર હોત તો હું તેને આવા સત્યાગ્રહમાં ન નાખત વરત જ તે વીર યુવકે જવાબ આપ્યો કે સાહેબ! મારે આવા પિતા હોત તો હું તેમને સરકારની નોકરી છોડી દેવા વીનવ્યા વગર ન રહેત!

ન્યાયાધીશ સાહેબે જવાબ ન આપ્યો પણ તેમના હૈયામાં આ સાંભળી શી અસર થઈ હશે તે તો પરમાત્માને માલુમ!

(" સૌરાષ્ટ્ર " અને "નવજીવન" ને આધારે )



સર્પના શરીરની બનાવટમાં જે પ્રકારના રસાયણિક તત્વો છે તે પ્રકારનાં તત્વો માણસ જાતના અથવા બીજી જાતના બનાવટના શરીરમાં તે જ પ્રમાણમાં હોતાં નથી આને લીધે સર્પના શરીરમા રહેલુ ઝેર તેનાથી જુદી જાતના રસાયણિક તત્વો જેના શરીરમાં છે તેને નુકશાન કરી શકે છે, અને પોતાની જાતને નુકશાન કરી શકતાં નથી

**ટીનનાં પતરા કેમ બનતા હશે ?**—લોઢાની અંદર સીસુ કે જસત વિગેરે ધાતુનો ભેગ કરી ભઠ્ઠીમાં તેને ખૂબ ગરમ કરવામાં આવે છે એ ગરમ થયેલા રસનાં પતરાં ઢાળવામાં આવે છે આ પતરાને પછી રોલરો (મોટા વાટ્યા) તળે દાબીને પાતળાં બનાવવામાં આવે છે પહેલાં તો એક પતરૂં હોય છે પછી જેમ જેમ પાતળાં થતાં જાય તેમ તેમ એકી સાથે ૩૦૦ સુધી પતરાં હોય છે. આમ પતરા તૈયાર થયા પછી તેને જોઈતા માપનાં કાપે છે અને પછી તેના ડબ્બા ચાલણી, ડોલ્યુ, રમકડાં અને બીજી અનેક ચીજો બને છે. એ પતરા ચોઢાડવામાં કલાઈનુ રેણ દેવાય છે

---

## વંદન



વંદન કરીએ ઇશ,
અમે તો વંદન કરીએ ઇશ
સરસ્વતિના આ મંદિરમાં,
આવ્યા અમે ભણવા,
દેજો રૂડું જ્ઞાન અમોને,
અમ જીવન ઉદ્ધરવા અમે તો૦-૧
માત-પિતાને દેશ ભક્તિમા,
મેળવજો અમ ધ્યાન,
ગુરૂ પ્રત્યેની શુભ ભક્તિથી,
સુધરે જીવન સુકાન અમે તો૦-૨



જીવરાજ રામજી મહેતા



ખલીફુલ ઇસ્લામ, અમીરૂલ મોમીનીન હઝરત મૌલાના અબ્દુલ અઝીઝ
ખાન, વલદે અબ્દુલ મજીદ ખાન, દામે ઇકબાલહુમ,
પોતાના શાહજાદી સાથે

Lalbhai Art, Bombay

નાગપુર રાષ્ટ્રધ્વજ સત્યાગ્રહના મેન-ઑફ-આર્ક



શ્રીમતી દેવી સુભદ્રાકુમારી

જેમણે પોતાના પતિસહિત નાગપુરના રાષ્ટ્રધ્વજ સત્યાગ્રહના પુણ્યપ્રસંગે સત્યાગ્રહ કરવામાટે સ્વયં સેવકો મેળવી આપવા અથાગ શ્રમ ઉઠાવ્યો હતો. ઉપરોક્ત વીર નારીને થોડાક કલાક સત્યાગ્રહને અંગે સરકારી કેદખાનામાં પણ જવું પડેલું હતું

Courtesy—PRABHA

# અહીં તહીં ને સઘળે

સરવાયું —

દિવાળી આવે ત્યારે વેપારીઓ વર્ષના નફા તોટાનો હીસાબ કાઢે અને તે મુજબ ભવિષ્યમાં કેમ કામ કરવું તેની ગોઠવણ નક્કી કરે ભાગે આ લેખે પણ ગયા વર્ષમા બની ગયેલા બનાવોનું સરવાયુ કાઢીયુ જો કે આપણાથી કંઈ આટલી નાનકડી જગ્યામા બધે પહોંચી ન વળાય તોપણ ટુંકાણમાં ગયા વર્ષમા દુનિયામાં જે હિ વહિ ને રૂપગે બની ગયેલા બનાવોનુ અવલોકન કરી જઈશુ

હિન્દુસ્તાન —

પહેલાં તો આપણે આપણા દેશની જ સ્થિતિનો વિચાર કરીશુ જગતના એક મહાન અને સમર્થ પુરુષ મહાત્મા ગાંધીજી હજુ યરોડાના કેદખાનામાં છે તેમના છુટકારાની આશાઓ જોસભેર ઉડેલી હતી અને લોકો તે વાતમા ખુબ રસ લેતા હતા

તે બતાવે છે કે ગાંધીજીએ લોકો ઉપર જે અદ્ભુત છાપ પાડી છે તે હજુ જેવી ને તેવી જ છે પણ આપણે એક ચીજ સમજતા નથી. ગાંધીજીએ બતાવેલા અહિંસાત્મક અસહકારના માર્ગે આપણા નેતાઓને ચાલવુ નથી તેમજ ગાંધીજીને પોતાને નામોશીભરી રીતે કેદમાંથી છુટવુ નથી. તેમ હજુ પ્રજા એટલી નિર્બળ નથી થઈ કે ગાંધીજીને છોડી મુકવાનુ સરકારને સહીસલામત લાગે આવી સ્થિતિમાં ગાંધીજી કેમ છુટી શકે? કેટલાકો કહે છે કે આંતરરાષ્ટ્રીય નોબેલ પ્રાઈઝ નામનું જગતના સૌથી શ્રેષ્ઠ પુરુષને આપવામાં આવતુ ઈનામ તે ઈનામ આપનારી સમિતિ આ વર્ષે ગાંધીજીને આપવા વિચાર કરે છે અને તે ઈનામ જો ગાંધીજીને મળે તો સરકારને તેમને છોડી મુકવા પડે પણ આ બધા ખાલી અનુમાનો છે આપણા એકેએક દેશનેતાની ગાંધીજીનુ સ્થાન લેવાની જબરજસ્ત નાલાયકીને લીધે બે વર્ષ અગાઉ પ્રજામાં જાગૃતિના જે મહા પ્રચંડ પુર આવ્યા હતાં તે ઓસરી જવા આવેલા છે એટલે જો કંઈ ખાસ નવો બનાવ ન બને તો ગાંધીજી તેમની પુરેપુરી મુદત થતાં સુધી કેદખાને જ રહે એવો સંભવ છે

મહાસભા —

ગાંધીજીના જેલમાં જવા પછી મહાસભાનું સન્માન વતન ક્રમાક્રમે ઘટતું જ ગયું છે અને આ તો શક વગરની વાત છે કે જેમ ગાંધીજી જેટલો પ્રજાપર કાબુ કોઈપણ દેશનેતામાં નથી. તેમ એમના સિદ્ધાન્તોને જીરવી શકવાની શક્તિ પણ આપણા નેતાઓમાં નથી. ગયે વર્ષે સવિનય ભંગ સમિતિ તરફથી જે નિરાશા નામોથી અને નાખુશ નિવેદન બહાર પડ્યું ત્યારથી માંડીને તે ગયા સપ્ટેમ્બર મહિનામાં દીલ્હીમાં ભરાયલી ખાસ વિશિષ્ટ મહાસભા સુધીમાં ગાંધીજીએ જે ઉમદા અસહકારના સિદ્ધાન્તો પ્રજાસમક્ષ રજુ કર્યા હતાં તેનું કાંકે કાંકે નિકંદન કહાડવામાં આવ્યું છે આપણા દેશનેતાઓ ધારાસભાનો બહીષ્કાર કરીને થાકી ગયા અને હવે આ દરીદ્રી દેશનું વગર સાબુએ ધોઈ નાખવા માટે ધારાસભામાં જવાના છે। ગાંધીજીના પક્ષવાળાઓએ કકાસનું મોઢું કાળુ કરવાની ખાતર જે લોકો ધારાસભામાં જાય તેની વિરૂદ્ધ ચળવળ નહિ કરવાનો ઠરાવ કર્યો છે

અલબત એ વાત ખરી છે કે આપણા દેશનેતાઓ ધારાસભામાં જઈ મોટેરા પ્રધાનોની માફક મે જાપણ નહિ વાપરે પણ તેથી કોઈ દરે પરિણામ દેશના લાભમાં આવે એવા કોઈ ચિન્હો જણાતાં નથી.

હિન્દુ મુસ્લીમ અણબનાવ.—

આ વર્ષમાં સૌથી વધારે નિરાશ થવા જેવા ગંભીર બનાવો બન્યા છે તે એ છે કે પંજાબમાં અને બીજા જુદે જુદે ઠેકાણે હીન્દુ મુસલમાનો વચ્ચે વારવાર રમખાણો થયાં હતાં. મલબારી સત્યાગ્રહવાળા બનાવ પછી કેમાંથી ફરીને સ્વામી શ્રદ્ધાનંદજીએ પર ધર્મમાં વટલાયેલા હિન્દુઓને પાછા હિન્દુ ધર્મમાં લેવાની જબરી હીલચાલ શરૂ કરી હતી અને તેથી મુસલમાનોનાં મન ઘણાં દુભાયાં હતાં. સ્વામી શ્રદ્ધાનંદજીનું કામ ઘણું જ ઉત્તમ અને વખાણવાજોગ છે તેમાં શક નથી છતાં પણ આ વખત એ હીલચાલને માટે અનુકુળ નથી. કાશીમાં મળેલી હિન્દુ મહાસભામાં ભારતભૂષણ પંડિત માલવીયાજીના ભાષણથી પણ મુસલમાનોમાં અસંતોષની લાગણી દેખાય છે હિન્દુ મહાસભાએ બીજા ઘણા ઠરાવો નકુ ડહાપણના કર્યા પણ હજુ આપણા અંત્યજ ભાઈઓને આપણાથી ઉતરતા ગણવાની જે નીચ પ્રથા ચાલે છે

તે સબંધમાં કાંઇ પણ ઠરાવ ન કરવો તે ઠરાવી મુક્યો. પંડિત માલવીયા-જીની લાગવગ પણ એ સંબંધમાં નિષ્ફળ નિવડી આપણને સ્વરાજ જોઇએ છે કેનીયાના હિન્દી ભાઇઓ ઉપર જે અન્યાય થાય છે તે માટે આપણે પોકાર કરીએ છીએ પણ આપણા પોતાના જ દેશમાં આપણા પોતાના જ બાંધવોના અંત્યજ લોકોને આપણે હજુ દૂર ને દૂર જ રાખતા છે આ ખરે ખર અફસોસની વાત છે. ખીલાફતના મહાન બે પ્રિયરૂપ નેતાઓ મૌલાના મહમદઅલી તથા કીચલુ વિગેરે જેલમાંથી છુટી આવેલા છે હવે આજ કાલમાં શૌકતઅલી પણ છુટી જવાના છે એટલે આશા રહે છે કે હિન્દુ મુસ્લીમ વચ્ચેના અણબનાવોનો ફડચો હવે જલદીથી આવશે.

**રાષ્ટ્રધ્વજ સત્યાગ્રહ.—**

આખા વર્ષ દરમ્યાન જો કોઇ સહુથી વધારે ધ્યાન ખેંચનારો અને મહાત્મા ગાંધીજીના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરનારો બનાવ બન્યો હોય તો તે નાગપુર રાષ્ટ્રધ્વજ સત્યાગ્રહનો પ્રસંગ હતો. આ બનાવે સ્પષ્ટ રીતે પુરવાર કરી આપેલું છે કે પોતાના રાષ્ટ્રધ્વજની પ્રતિષ્ઠાની અવગણના હિન્દી પ્રજા કદિ થવા દેનાર નથી. આપણા દેશનેતાઓ ધારાસભાની વકરો-રમાં પડેલા હતા અને દેશબંધુ દાસ જેને પોતાનો સ્વરાજ્ય પક્ષ કહે છે તેમાંના કોઇ પણ માણસે કશી પણ સક્રીય મદદ કરી ન હતી છતાં શેઠ જમનાલાલ બજાજ, મહાત્મા ભગવાનદીનજી, સૌભાગ્યવતી સુભદ્રા કુમારી શ્રીયુત વિઠ્ઠલભાઇ અને વલ્લભભાઇ પટેલ, ડૉ. ચંદુલાલ, ડૉ. પીબા, શ્રીયુત મોહનલાલ કમેશ્વર પંડ્યા, વિગેરે અનેક વીરાએ સત્યાગ્રહ કરી રાષ્ટ્રધ્વજની પ્રતિષ્ઠાના શ્રીગણેશ બેસાડ્યા છે ખાસ કરીને આ આખી લડતમાં કેદખાનાના અસહ્ય ભયંકર દુઃખો ખમીને પણ જે વિજય તેમણે મેળવ્યો છે તેની ઇતિહાસમાં સોનેરી અક્ષરમાં નોંધ રહેશે એમાં શક નથી. છેવટમાં નાગપુરની નોકરશાહીને પ્રજાના અડગ નિશ્ચયને માન આપવું પડ્યું છે અને એકેએક સત્યાગ્રહી વીરને કેદખાનામાંથી છોડી મુકવા પડયા છે. આ આખી લડતમાં જે વિજય મળ્યો તેનું માન દેશભક્ત શ્રીયુત વલ્લભભાઇ પટેલને ઘટે છે. આ સાથે ડૉ. ચંદુલાલ દેસાઇનું છાયાચિત્ર આપ્યું છે તથા બાજુના ૮૦ મા પાના ઉપર સૌભાગ્યવતી સુભદ્રા કુમારીનું ચિત્ર પણ આપેલું છે.



દેશભક્ત ડૉ૦ ચંદુલાલ દેસાઇ

## ગુજરાતી સાહિત્ય પરિષદ—

ગુજરાતી સાહિત્ય પરિષદની સાતમી બેઠક આ વર્ષમાં ભાવનગરમાં મળવાની હતી પણ એક સરકારી ભાવનગરી અમલદાર વિલાયત સીધાવ્યા છે તેથી તે મુલતવી રહી છે અને આવતા શિયાળાની ઇસ્ટરના તહેવારોમાં તે

ભાવનગરમાં ભરાવાની છે ! સમુદ્રતટમાની આમળ વિદ્યાદેવીની આ તમેતાદી ગુજરાતી પ્રજા તથા તેના સાક્ષરોની કીર્તિને અત્યંત ઉત્કર્ષ સમાડે છે. અસ્તુ.

આ પરિષદના પ્રમુખ તરીકે કોની પસંદગી કરવી એ સવાલ હાલ જોર શોર ચર્ચાય છે. હાલના સંજોગો જોતાં આ સ્થાન માટે જે સૌથી લાયક વિદ્વાન છે તે રાષ્ટ્રકવી શ્રીયુત અરદેશર ફરામજી ખબરદાર છે. તેમની પસંદગી થશે તો સાહિત્ય પરિષદની સાતમી બેઠક સૌથી વધારે દીપશે. અત્યાર સુધી તો સાહિત્ય પરિષદના સુકાનીઓએ કલાપી, કાઇ અને બીજાઓની કદર ન કરી બેકદર રહેવાનો અપજશ વહોર્યો છે. આ વખત તેઓ શું કરે છે તે હવે જોવાનું છે.

ધરતીકંપ—

ચાલુ ૧૫માં યુરોપ ખંડમાં એટના તથા વીસુવીયસના જ્વાળામુખી પર્વતો ફાટ્યા હતા અને તેથી ભારે નુકશાન ત્યાં થયું હતું. તે પછી થવા બે મહીના ઉપર જાપાનમાં કદી ન થયો એવો ભયંકર ધરતીકંપ થયો હતો અને તેથી તેનું યોકોહોમા નામનું આખું શહેર નાશ પામ્યું છે તથા બીજા શહેરો તથા ગામોને ભયંકરમાં ભયંકર નુકશાન થયું છે. ઇરાન અને બીજા દેશોમાં પણ ધરતીકંપના સખત આંચકાઓ થયા હતા ને પણ નુકશાન થયું હતું. આપણા કલકત્તામાં પણ નરમ આંચકો લાગ્યો હતો અને એક માણસનું મોત થયું હતું. વળી આ વર્ષે હિન્દુસ્તાનમાં વરસાદ પણ બહુ જ અનિયમીત પડેલો હોઇ જ્યારે ગુજરાત અને કાઠીઆવાડ બાજુ દુકાળનો ભય ઉભો થયો છે ત્યારે મહી અને ગોમતી નદીનાં પાણીના ભયંકર પુરે આખાને આખા ગામોના ગામો નાશ પામ્યાં છે. ખુદ મુંબઇમાં ચાલુ માસમાં કદાચ ગેલા પચાસ વર્ષમાં એક દિવસમાં નહિ પડેલો એટલો ભયંકર ૧૮ ઇંચ જેટલો વરસાદ ૧ દિવસમાં પડ્યો હતો.

ઇસ્લામનો જયજયકાર.—

આપણે હવે બીજી બાજુ નજર નાખીશું. યુરોપના મોટા રાજ્યોની તુર્કીને હજમ કરી જવાની જે હરામ દાનત હતી તેમાં તેઓ પુરેપુરા નિષ્ફળ નિવડ્યા છે અને ઇસ્લામી વીર મુસ્તફા કમાલ પાશાના બળબાહુએ તેમને નમવું પડ્યું છે. આમ ઘણે અંશે ઇસ્લામનો જય જયકાર થયો છે. તુર્કીના જુના સુલતાનને પદભ્રષ્ટ કર્યા પછી ગાદી પર આવેલા નવા સુલતાન અબદુલ મજીદખાનનું તેમના શાહજાદી સાથેનું સુંદર ચિત્ર આ ચોપડીના પાન ૭૪ ઉપર આપ્યું છે.

# નિવેદન

બાલજીવન આજે ચોથા વર્ષમાં ઇશ્વર કૃપાથી પ્રવેશ કરે છે. ગયા વર્ષમાં વાચન વિભાગમાં તેમ જ ચિત્રો વિગેરેમાં બાલજીવને કેટલી અને કેવી પ્રગતિ કરી છે તે વાંચકોથી અજાણ્યું નથી. આ અંકમાં બે વિવિધરંગી ચિત્રો તેમજ બીજાં સંખ્યાબંધ ચિત્રો આપેલાં છે તે પાછળ અમને જબરૂં ખર્ચ થયો છે પરંતુ અનેક મુશ્કેલીઓ વટાવી તે હવે બાલજીવન પોતાના પગપર ઉભું રહેવાની તૈયારીમાં છે એટલે અમે ચાલુ વર્ષમાં ગયા વર્ષથી પણ વધારે સંગીન પ્રગતિ કરવાનો નિશ્ચય કરેલો છે. અમારા વાચકો પોતાનાથી બની શકતો પ્રયત્ન કરી ગ્રાહકો અને ટેકા વધારવામાં અમને મદદ કરે તો બાલજીવન સૌથી સરસ થઇ શકે.

આભાર—બાલજીવન જે પ્રગતિ કરી શક્યું છે તે તેના ગ્રાહકો લેખકો તથા શુભેચ્છકોની મદદને જ આભારી છે. અમોને અનેક રીતે મદદ કરનાર અને બાલ જીવન માટે ખાસ પુસ્તકના લેખો તૈયાર કરી આપવા માટે અને શ્રીયુત છાયા ડો. મોહનલાલ પંડ્યા, શ્રી. અમૃતલાલ દેસાઇ, શ્રી. ચંદ્રકાન્ત ઓઝા, ભાઇ હરિસિંહ શ્રી પાદરાકર શ્રી કેશવ હ. શેઠ, વિ૦ નો એટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે. અમારા આ દિવાળી અંકને માટે અમારી વિનતીને માન આપી પોતાની નાજુક તબીયત છતાં ઉદારતાથી ગુજરાતના ગૌરવરૂપ રાષ્ટ્ર કવિરત્ન શ્રીયુત ખબરદારે અમને સુંદર કવિતા મોકલી આપી છે તેમ જ અમને ઉપયોગી સૂચનાઓ કરી છે તે માટે તેમના આભારી છીએ. એ ઉપરાંત જે અનેક સજ્જનોએ અમને લેખો ચિત્રો વિગેરે મોકલી આપી ઉપકારી કર્યા છે તે દરેકના નામ જો કે અત્રે લખવા જેટલી જગા નથી તો પણ શ્રી. સોમાભાઇ જોશી, શ્રી. બચુ, શ્રી આનંદમૂર્તિ, બ્હેન હમીદાખાનમ, બ્હેન પીયા બ.-બરાતી ભાઇ શ્રી રતીલાલ દવાલ વિ૦ નાં નામો અમે અહીં લખવાની લાલચ રોકાવી શકતા નથી. ગયું આખું વર્ષ બાલજીવને નાણાંની સખત મુશ્કેલીમાં પસાર કર્યું છે અને જો ગ્રાહકોની સંખ્યા સારી રીતે વધી ન હોત તો અમે આટલી પ્રગતિ કરી શકત નહિ. ઘણા રોજગારને માટે ગયું આખું વર્ષ તદન નબળું નીવડ્યું છે અને તેને અંગે કંઇ પણ સંગીન મદદ અમે મેળવી શક્યા ન હતા. આવા ખરાબ વખતમાં પણ શેઠ મથુરાદાસ વસનજી ખીમજીએ બાલજીવનને ( રૂ ૫ ) અંકે પચાસ આપેલા હતા તે માટે અમે એ શ્રીમંત સજ્જનનો હૃદયથી આભાર માનીએ છીએ. ચાલુ વર્ષમાં અમારૂં ધારવું છે કે ઇશ્વર કૃપાએ અમને બાલજીવનની યોગ્ય પ્રગતિ કરવા માટે જોઇતી રકમ મળી રહેશે જ. છેવટે અમારા

વાચકો તેમજ લેખકો તથા શુભેચ્છકો તમામને અત્યારે માત્ર જ બાળ-જીવન પર તેમનો ભાવ ચાલુ રાખવા નમ્રતાપૂર્વક વિનતિ કરીએ છીએ. શ્રી કૃષ્ણનું અતિશય સુંદર રંગીન ચિત્ર અમે આ અંકમાં આપી શક્યા છીએ તે માટે શ્રી. ધનગોપાલ નેવટીયાનો અમે આભાર માનીએ છીએ એ ઉપરાંત આ માસિક હાલ જે સરસ રીતે નિયમિત નીકળી શકે છે તેનો તમામ યશ જૈન વિજય છાપખાનાના માલિક શેઠ મુળચંદભાઇનો છે અને બાળ જીવન તે માટે તેમનું ઋણી છે

ખુલાસો—બાળજીવનની લોકપ્રિયતાનું માપ તેની પરોક્ષ પ્રત્યક્ષ લેખક ને વાચકમંડળ તથા જુદી જુદી સંસ્થાઓ તરફથી તેના થતા સ્વાગત પરથી નીકળી શકે અને તે તમામ રીતે જોતાં બાળજીવનની પ્રગતિ સંતોષ-કારક થઇ છે એમ કોઇ પણ કહી શકશે. છતાં કોઇક કોઇક કારણે જે કેટલીક ટીકાઓ થતી રહે છે તેમાંની એક બેનો ખુલાસો અત્રે થવો જોઇએ બાળસાહિત્ય કેમ તૈયાર કરવું ને પ્રકટ કરવું તેની તલેવાર આકૃતિ ન ધરાવનાર કેટલા ચર્ચાપત્રીઓ બાળજીવન તૈયાર ચિત્રો વાપરે છે એમ લખે તેનો ખુલાસો અમારે ન કરવાનો હોય કેટલાક ધંધાદારી આપણાં પોતે તૈયાર ચિત્રો મળે તો વાપરવાને તૈયાર હોવા છતા અમે વાપરીએ ત્યારે કટાક્ષ કરે તે માટે પણ અમારે ખુલાસો કરવાનો ન હોય મોટા બીબામાં બાળજીવન આખું નથી છપાતું તેટલા માટે તે નાનાં છોકરાં નથી વાચતાં અથવા તેમની આંખે ને નુકશાન થાય છે એવું બોલનાર બનેલું નથી કેટલે બાળજીવન વધારે લખાણ આપવાના લોભે મોટા બીબામાં બંધું લખાણ આપવું પસંદ નથી કરતું તે માટે પણ વધારે ખુલાસાની જરૂર નથી પણ એક ચીજનો ખુલાસો કરવો રહે છે શ્રી 'કુ' નામના એક 'બીન વગર'ના ધરતા સવા યા ચરાના લેખી ચર્ચાપત્રીએ "સાહિત્ય" માં "બાળજીવન" પ કેટલાક નિરર્થક આક્ષેપો કરી પેતે સાહિત્યમાં "જયવિજય" કરવાનું બીડું ઝાપેલું હતું છેવટે જ્યારે તેમણે કરેલા ખોટા આક્ષેપોનો ખુલાસો માગ્યો ત્યારે તેઓ મું ા ગમડી રહ્યા છે! ખુલાસો હોય તો કરે!! આશા છે કે ભાઇ 'કુ' જેઓ અમારા મિત્ર પણ હોવાનો દાવો કરે છે તેઓ હવે આમ ખોટા "યશ" મેળવવો છોડી દઇ બીજની સામકાતની પરીક્ષા લેવાને બદલે સરકારી વિદ્યાપીઠ મારે પોતે પ્રીવીયસની પરીક્ષા આપે ત્યારે સૌથી વધારે હોશિયારી બતાવશે ને તે માટે અત્યારથી જ શામળદાસ મહાપાઠશાળાના વસતિગૃહમાં અભ્યાસ વધારે ઉમળથી કરશે 'સાહિત્ય' ને પણ અમારી વિનતિ છે કે આ મહાન વિદ્વાન સાક્ષરવર્ય વિદ્યાર્થીને હાલ ભણવા દેવો ન લેખ લખવામાં વખત ન ગુમાવવા દેવો, કારણ નહીતર તેમના અભ્યાસમાં ખલેલ કરવાનું પાપ 'સાહિત્ય' ને માથે ચડશે!




આ અંકના મુખપૃષ્ઠ પર જે ચિત્ર આપ્યું છે તે ચિ. બ્હેન કમલા નાગરદાસ પટેલનું છે તેની છબી બાલજીવન માટે ખાસ મુંબાઈના જાણીતા છબી લેનાર રૂપે તૈયાર કરી હતી. આ અંકના મુખ પૃષ્ઠપર મહાત્મા ઇશુખ્રીસ્ત, દેશભક્ત ગોખલે, સંત ટોલ-સ્ટોય વિદ્વદ્રત્ન, ઇસ્લાન જાણીતા સંસારસુધારક શ્રી. કરસનદાસ મુળજી, ગાંધીજીના ગુરૂ અમેરીકન વીર સત્યાગ્રહી શ્રી. થોરો તેમ જ મધ્યમાં મહાત્મા ગાંધીજી છે ગાંધીજીના હૃદય પ્રદેશમાંથી ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રનાં દર્શન થાય છે

પાન ૨૧ ઉપર ભગવાન શ્રી બાલકૃષ્ણનું રંગીન ચિત્ર આપેલું છે અને તેના બીબાં અમને પુરા પાડવા માટે શ્રી ગોપાલ નિવટીયાના અમે આભારી છીએ. પાન ૨૨ પર મહાત્મા ગાંધીજીનું રંગીન ચીત્ર આપવામાં આવેલું છે અને તેના બીબાં અમોને પુરા પાડવા માટે કાંગવાડી કાલબાદેવી મુંબાઈવાળા જાણીતા ચિત્રોના વેપારી શ્રી. છગનરામ અને કંપનીનો અમે ખાસ ઉપકાર માનીએ છીએ. પાન ૪૩ થી પાન ૫૦ સુધી શ્રી કૃષ્ણના બાલજીવનને લગતા ૧૬ ચિત્રો આપવામાં આવેલાં છે અને તેને લગતી વિગત તે સામેના લેખમાં છે. એ સિવાયના ચીત્રોને લગતી વિગતો તેની સાથેના લખાણો સાથે આપવામાં આવેલી છે એટલે તે સબંધી અત્રે વધારે લખવાની જરૂર નથી.



# સાહિત્ય સત્કાર

હીન્દી સૈન્ય ખર્ચ—ગુજરાત વિદ્યાપીઠ પુસ્તક ૨૦ મું અંક ફાગણ ૧૯૮૫ની, પાન ૧૦૪—કિંમત આઠ આના મુંબાઇ સરકારી વિદ્યાપીઠના સંપત્તિશાસ્ત્રના અધ્યાપક શ્રી ખુશાલ તલકશી શાહે ગુજરાત મહાવિદ્યાલયમાં આપેલાં વ્યાખ્યાનો તથા મુંબાઇની મધ્યસ્થ કોંગ્રેસ મંડળની સંસ્થાએ લોર્ડ ઇંચકેપની કરકસર સમિતિમાં રજુ કરવા તેમની પાસે તૈયાર કરાવેલાં ખરીતાનો આમાં પોષક અનુવાદ છે. જ્યાં સુધી આપણને સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી આપણા ખર્ચમાં આવતી આવક જનતાની સરખી જ પ્રસિદ્ધ કરવાનાં રહ્યાં. કારણ તેથકી તેવી બાબતોનો ફેલાવો અને ફેરો ઉપયોગ કરવો તેની રજ પોતાના ખીસ્સામાં રાખે છે. જુદાં જુદાં નવાં ખાતાંઓમાં આમ ગાડીનો વ્યવહાર, ટપાલ ખાતુ, રાષ્ટ્રીય રક્ષણ ખાતુ, સામાન્ય વહીવટ ખાતુ વગેરે ખાતાઓમાં અત્યારે ઋણં કૃત્વા ઘૃતં પીબેત્ । એ ન્યાયે કેવો કારભાર ચાલે છે અને તેમાં દરેક ખાતામાં યોગ્ય સુધારા વધારા કરવામાં આવે તો એ ખાતાઓમાંથી ઉત્તમ રીતે લાભ થઇ હિન્દુસ્તાનના ગરીબ કર ભરનારાઓને કેવી રીતે રાહત મળે તે ગણુંજ કુશળતાથી આપણા તાએ સમજાવેલું છે એમની તમામ બાબતોનો સ્વીકાર થાય તો કુલ આવક રૂ. ૧૪૨ કરોડ અને ખર્ચ રૂ. ૧૩૪ કરોડ થાય દેશની આર્થિક સ્થિતિમાં રસ લેનાર માણસોએ આ પુસ્તકનો ખાસ અભ્યાસ કરવો જોઇએ

ગુજરાત વિદ્યાપીઠનાં વિજ્ઞાપનો—ગુજરાત વિદ્યાપીઠ તરફથી જુદાં જુદાં વિજ્ઞાપનો મળતાં રહ્યાં છે જેમાં શિક્ષકોને સુચનાને લગતાં વિજ્ઞાપનો ખાસ નોંધ લેવા લાયક છે. તેમાંની કેટલીક સુચનાઓ સાથે અમે મળતા નથી થઇ શકતા આ છતાં શિક્ષક અપવાદો બાદ કરતાં બાકીની તમામ સુચનાનો દરેક રાષ્ટ્રીય શાળાઓમાં સત્કાર થાય એ ખાસ જરૂરી છે

## વાર્તા



## હાસ્ય વિનોદ–રમત ગમત

# આ અંકના લખાણો

## કાવ્યો



## બાલગીતો



## વાર્તાઓ



## હાસ્ય, વિનોદ, રમતગમત.



## બાલકોના લેખો



# આવી દીવાળી

[ઢોલની પછેડી ઝુલઇ આવ—એ ગીતની ચાલમાં]

આવી દીવાળી
આજે ઝમાળ,
આંગણે, આંગણે
દીપક માળ,
બારણે, બારણે
તોરણ હાર,
ફુટે ફટાકા
સાંઝ—સવાર—
—આવી

(૨)

હસતી રમતી
નાજુક નાર,
કંઠમાં પહેરી
નવસર હાર,
સોનેરી સાડી ને રૂપેરી કોર, લચતી મલપતી ચાલે ચકોર—આવી

રૂમઝુમ—રૂમઝુમ ઝાંઝર નાદ, ઘમ ઘમ ઘુઘરી કેરો અવાજ
સાહેલી સંગમાં દર્શન જાય, માતાનાં મીઠાં ગીતો ગાય—આવી

" પધારો લક્ષ્મી ! મારે મન્દીર, પિરસું ભોજનમાં ખાંડ ને ખીર
દેજો ! મા ! અમને પુત્રનાં દાન, ધરશું નિત્યે આપનું ધ્યાન"—આવી

"પધારો માજી ! મારે મન્દીર, ઓઢાડું ઓઢણી નવરંગ ચીર ।
માતાના તેજનો દિવ્ય પ્રકાશ, ઘર ઘર હો ! મા ! તમારા વાસ—આવી

[રસકુંજ જુનાગઢ] "નલિનીકાન્ત."

વર્ષ ૩ જુ અંક ૧ લો

# બાલજીવન

[વિક્રમ ૧૯૭૯ પ્રતિપદા] નવા વર્ષનો ખાસ અંક [ઓક્ટોબર ૧૯૨૨, તા ૨૧મી

## ત્રીજુ વર્ષ

મારાં વ્હાલાં બાળકો,

જોતાજોતામાં તો મારૂં ૨ જું વર્ષ પસાર થઈ ગયું અને આજે ત્રીજા વર્ષની રોશની હું જોઉં છું તમારા પ્રતાપે તમારા બાલજીવનને આ ૩ જી દીવાળી દેખી મારા ચલાવનારાઓ ખાત્રીથી માને છે કે આ નવા વર્ષમાં પણ હું તમો સર્વ બાળકોની વધારે સરસ સેવા બજાવી શકીશ માટે જે જોઈએ છીએ તે તમારી બધી લાગણીઓ, અને તમારા રૂડા આશીર્વાદો.

મારી જન્મજયંતીનો આ માંગલીક પ્રસંગ વીર વિક્રમની જન્મ જયંતીના દીવસેજ શરૂ થાય છે અને એ શુભ પર્વણીના મંગલ ટાણે તમારી સેવામાં આજે હું બનતા ઠાઠમાઠથી રજુ થાઉં છું તમોને હું ગમીશ તો મને આજની સ્થીતીએ લાવવા માટે મારા ચાલકોએ જે મહેનત લીધી છે અને ખર્ચ કર્યો છે તેનો બદલો વળી ગયો ગણાશે

જગતમાં સંપુર્ણ કોઈ નથી મારામાં પણ અપુર્ણતાઓ હશે. મારી ખોડખાંપણ ને મારી ભુલો મને તમો હમેશ મુજબ બતાવતાં રહેશો અને તમારાં વડીલોને તેમ કરવાનું કહેશો. મારાથી બની શકતી રીતે સુધરવા હું હમેશાં તૈયારજ છું.

વીર વિક્રમના આ ૧૯૭૯માં સંવત્સરના શુભ પ્રસંગે તમો સર્વને સારૂં વર્ષ ઇચ્છીને અહીંજ હું થોભીશ, અને હવે તમને અંદરની વિગતો વાંચવા વીનવીશ.

લી તમારો વફાદાર સેવક,

"બાલજીવન"ના વંદેમાતરમ.

# જીવનના પ્રભાત કાળે

("પ્રભાત પ્રેમે પાથર્યું, સુખકુંજ સમ ઉંડું"–કવિ ન્હાનાલાલ કૃત ઇન્દુકુમાર નાટકમાં આવતા એ ગીતનો રાગ)

---

પ્રકટે પનોતું પ્રભાત ને પંખી કરે કિલકાર,
જગ એ ઝીલે લલકાર,
રસબાળકો મૃદુ ગીતથી એવા ગુંથે ઉરતાર,
ઉગતાં જીવન સ્હવારે,
કોમળ કમળદળ ઉઘડે રવિતેજને અંબાર,
મોહે દૃગ કામાર;
પ્રભુ, તેજ જ્યોતિરૂપ ધરી રસબાળનો અવતાર,
સોહાવતા સંસાર,
વનવન ખીલી કુદરત કહે પ્રત્યેક પ્રાત કાળ—
સન્દેશ દેવી સાર,
સન્દેશવાહી બાલના આદેશ શા ઉચ્ચાર,
ચેતન નવા પાનાર;
ઓ બાલ ! વ્હાલા બાલ ! ઓ ભાવિપ્રબલ સૃજનાર,
મુજ દેશનું કલ્યાણ;
ફળ ફુલ ખીલ્ય-વન ઉપવનોસમ સૃષ્ટિ શોભન બાળ,
ભવ દીપતી શણગાર,
આ શુષ્ક ઉજ્જડ વિશ્વ સૂનું ઘોર ઘન અન્ધાર,
ત્યાં બાલ ઉજ્જ્વલ ભાણ;
કાલા, મૃદુ, ઘેલા, અને નિર્દોષ મુખ ટહુકાર.
કલ્લોલ મય વિહાર,
એ બાલ, એ વિનોદ, એ વસુધી જતા સંસાર—
જીવન રહે શો સાર !

અમદાવાદ. કેશવ હ. શેઠ

# પ્રભાત



"પ્રકટે પન્હોતું પ્રભાત ને પંખી કરે કિલકાર જગમે દીસે ઝળકાર."

## પગવડે પૃથ્વીનો પ્રવાસ



[illegible] ઝેકો સ્લોવેકીયા રાજના પાટનગર પ્રેગનો એક વિદ્યાર્થી પોલ આ ચીત્રમાં નજરે પડે છે આ સાહસિક વિદ્યાર્થી ગયા મે માસની ૧૫મી તારિખે પગવડે જગતની મુસાફરી શરૂ કરી હતી અને ગયા મહિનામાં તે મુંબાઇ આવી પહોંચેલો હતો

## —બાળ રમુજ—એક સંવાદ—

### ઘડો અને હાંલ્લી.ડ

હાંલ્લી—ઘડો ઘડો તું ઘડુલીઓ, ઘડી ન જાણ્યો રાણે,*
એ પરણ્યાજી પાસે હોત તો તને મશાવત પાણે=
ઘડુલા, તને મશાવત પાણે.

ઘડો—ઓલ્યા હાંલ્લી બોલતા શીખી, નાની જીભે ભારી,
ચુલા ઉપર તને ચડાવું, હેઠ નાખું વારી+
હાંલ્લી, હેઠ નાખું વારી.

હાંલ્લી—વારી તો મને સદાય વ્હા'લી, હેઠ નાખી ફૂંકે,
મુવા માણસની ટાઢી દારે તે ઉપર તને મૂકે,#
ઘડુલા, તે ઉપર તને મૂકે

ઘડો—તે ઉપર હું સારો ગોખું, આવતા જતા જુએ,
ઘરમા માખીઓ બણબણે ત્યા મુજ વિના કોણ પૂછે?
હાંલ્લી, મુજ વિના કોણ પૂછે?

હાંલ્લી—દાળ રાખું, ભાત રાખું, ઘર બધાયની રાણી,
ઘરમા બેઠી હુકમ બજાવું, તને ભરાવું પાણી,
ઘડુલા તને ભરાવું પાણી

ઘડો—પાણી ભરતાં ભાંગો લાગુ પડી ન ચાલુ પાળો,+
અડધી રાતના છોકરા મુતરે× બાળ મનખો તારો.
હાંલ્લી બાળ મનખો તારો.

મહુવા) સંપાદક—શા ધીરજ

---

ડ આ બન્નેના સંવાદમા ઘડાનો અને હાંલ્લી—હાંડલીના ઠામો સારાં ગણાવ્યા છે *રાણો=કુંભાર. પાણો=પથ્થર, +વારી=અગતણ, #મુડદું બાળ્યા પછીની રાખ એકઠી કરી પાણી વડે ઠારી નાખી તે ઉપર ઘડો મૂકે છે + પાળો =પગે ચાલનાર, ×રાત્રે બીકને લીધે છોકરા બહાર ન નીકળતા માટીની હાંડલીમાં પેશાબ કરે છે, માંદા માણસથી ઉઠી શકાતું ન હોય ત્યારે પણ એવાજ માટીના વાસણમા પેશાબ કરે છે

# વીર તાનાજી

[લખનાર—અંબેલાલ સવરામભાઈ દેસાઇ]

ઇ સ. ૧૬૭૦માં શિવાજી મહારાજના માતુશ્રી જીજીબાઇની ઇચ્છા સિંહગઢનો કિલ્લો પોતાના તાબામાં લેવાની થઇ, અને તે હકીકત તેમણે શિવાજી મહારાજને જણાવી જીવના જોખમે પણ માતાની ઇચ્છા પૂરી કરનાર શિવાજી મહારાજે એ કિલ્લો સર કરવાનું કામ પોતાના જમણા હાથ રૂપ ગણાતા તાનાજીને સોંપ્યું

સિંહગઢનો કિલ્લો તે વખતે મોગલોના તાબામાં હતો, અને તેનું રક્ષણ કરનાર ઉદયભાનુ નામનો એક રજપૂત સરદાર હતો. તે કિલ્લો જીતવાનું કામ ઘણુંજ વિકટ હતું કારણ કે કિલ્લામાં ઘણું લશ્કર હતું અને તે વખતે શિવાજી મહારાજ પાસે આંગળીના વેઢા પર ગણાય એટલુંજ લશ્કર હતું આવા કિલ્લાપર કેવી રીતે હલ્લો કરવો એ પ્રશ્ન તાનાજી આગળ ખડો રહ્યો સેંકડો દિવસ સુધી કિલ્લાને ઘેરો ઘાલી રાખે તો પણ તે જીતાય તેમ ન હતું છેવટે તાનાજીએ પૂર્ણ હિમ્મત, અને કેટલાક માણસો સાથે કિલ્લામાં પ્રવેશ કર્યો

વખતજ કિલ્લાનું રક્ષણ કરનાર ઉદયભાનુ ને ખબર પડી; અને તે એકદમ તાનાજી ઉપર ધશી આવ્યો બન્ને વીર પુરૂષો વચ્ચેથી લડાઇ ખુબ જોશભેર ચાલી લડતા લડતા તાનાજીની ઢાલ તૂટી ગઇ, તેથી ન ગભરાતા તેણે પોતાનું ચેહું હાથે વીંટાળ્યું અને દુશ્મનના ઘા ચૂકવવા લાગ્યો છેવટે તે વીર અને રણ નિપુણ પુરૂષનો એક હાથ કપાઇને નીચે પડયો

ઉદયભાનુના માણસોએ તેને શરણે આવવાનું ઘણું કહ્યું પણ તે તેણે માન્યું નહિ અને એકજ હાથે લડાઇ જારી રાખી.

સ્વામીભક્તિ અને સ્વદેશ સેવાનું શોઢી જેની રગે રગમાં વહી રહ્યું હતું તે શી રીતે શસ્ત્રો જાયી રોપે ભરાયલા વાઘ પ્રમાણે તેણે ઉદયભાનુ પર હલ્લો કર્યો, પણ થોડા વખતમા તેનો પ્રાણ ગભરાવા લાગ્યો. મરતા મરતાં તે એક હાથ વાળા વીર તાનાજીએ ઉદયભાનુ ઉપર એવો ઘા કર્યો કે તુર્ત જ તે મરણ પામ્યો, અને મરાઠાઓએ કિલ્લો સર કર્યો ત્યારે મરાઠાઓએ કિલ્લો સર કર્યો ત્યારે સ્વામીભક્તિ અને સ્વદેશસેવામાં તાનાજી પોતાના પ્રાણની આહુતી આપી સ્વર્ગે ગયો હતો. જ્યારે શિવાજી મહારાજને આ હકીકતની ખબર પડી ત્યારે તેઓ રોયા અને બોલ્યા કે “ગઢ આયા, પણ સિંહ ગેયા” અને ત્યાર પછી એ કિલ્લાનું નામ સિંહગઢ રાખવામા આવ્યું તે પહેલાં એનું કંઈક બીજુ નામ હતુ તાનાજીનુ સ્મરણ કરાવતો એ કિલ્લો દક્ષિણમા પુના શહેરથી ૨૦ માઇલને છેટે હજી પણ ઉભેલો છે

---

## પંખીનું કૂજન

પંખી! તું કેવું સુન્દર કૂજે!
મને કાં એવું કાંઈ ન સૂઝે?

અથવા તું સુકંઠ કંઠથી કૂજે!
અને મુજ દિલ ધવાયલ રુઝે!

વિમલ તું પ્રફુલ પ્રાણે કૂજે
પ્રણય—રમણે રસપેલા બૂઝે!

અજબ તું અતિ મધુરું કૂજે.
મર્મ એ લલિત બાલિકા બૂઝે!

ગજબ તું ‘પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ’ કૂજે
હૃદયની રસ-પ્રભુતા ત્યાં કૂજે!

મુંબાઈ] લલિત

# મહાન શિવાજીના શોકની ઘડી



વીર તાનાજીનું મૃત્યુ

શિવાજી—ગઢ આવ્યો, પણ સીંહ ( એટલે વીર તાનાજી ) સ્વર્ગે સીધાવ્યો ! હા ! દેવ ! !

A 2002–Lakshmi Art, Bombay 8




લખનાર—મોહનલાલ જગન્નાથ પાઠક

છોકરાઓને અભ્યાસ કરવાના ઓરડામા દિવાની ચિમની મોતીએ આજે ઉમંગથી ધોઈને સ્વચ્છ કરી, અને કટકાથી લુછી તરતજ દિવાપર બેસાડી. ચિમની સાફ કરેલી હોવાથી ઓરડામા ઘણુંજ અજવાળું પડતું હતું થોડા વખત પછી નટવર ત્યા વાચવા બેઠો એવામા ચિમનીનો એક કાચનો કટકો ખનનન કરતો પડયો થયુ ચિમની ફુટી પણ તે ફોડી કોણે? નટવર બોલ્યો 'મે તો ચિમનીને હાથ પણ લગાડયો નથી' અને મોતીએ કહ્યુ, 'મે તો ધોયા પછી સાફ કરીનેજ દિવા પર બેસાડી. અને ત્યારે તો સારી હતી' છોકરાઓનો ઘોઘાટ સાંભળી ખુશમનરાય ત્યા આવ્યા અને બોલ્યા "ચિમની તમારા માના એકેએ ફોડી નથી તે દિવાએજ ફોડી!

બને બાળકો સાથે બોલી ઉઠયા "વાહ! દિવો તે વળી કેની રીતે ફોડે?"

ખુશમનરાય—"તે દિવસે તમે કાચનુ તોરણ બનાવ્યુ, ત્યારે તમે બગડીના કાચ લઈને વાળ્યા તે કેવી રીતે?"

મોતી—"દિવા પર ધરીને, પણ તે તો જે બાજુ તપી જાય તેજ બાજુએ વળે છે!"

ખુશમનરાય—"આજની ચિમનીનુ પણ તેમજ થયુ"

નટવર—"પણ હ'મેશ કેમ એમ નથી થતુ વારુ?"

ખુશમનરાય—"તેનુ કારણ દરરોજ ચિમની દરેક બાજુએ સરખી તપે છે અને આજે તે એક બાજુ તદન સુકી હતી તે પાણીજ

તરતજ મીણબત્તી બુઝાઇ ગઇ કારણ કે નીચેથી આવતી હવા બંધ થઇ ગઇ હતી. ખુશમનરાય બોલ્યા, "હવે નીચેની બાળીનુ કામ પણ ઉપરનો રસ્તોજ કરે એવી હુ તમને એક યુક્તિ બતાવુ છુ."

હવે તેણે એક નાનો પત્રાનો ટુકડો લઇ તેની એક બાજુ પર થોડી વડીવાળી તેમા એક લાંબો ખીલો પરોવ્યો. ફરીથી મીણબત્તી સળગાવી જમીન પર ચોંટાડી તે પર ચિમની મૂકી અને તરતજ ઉપરના ટોકામા ખીલો આડો મુકી પત્રુ અંદર લટકતું રાખ્યુ આ વખતે મીણબત્તી ન બૂઝાતા બળતીજ રહી!

ખુશમનરાય—"આ પત્રાના ટુકડાથી ચિમનીના બે ભાગ થયા તેમાથી એક રસ્તે સારી હવા અંદર દાખલ થાય છે અને બીજે રસ્તે ખરાબ હવા બહાર જાય છે દરેક ચિમની બેસાડવાના દિવાને બે રસ્તા હોય છેજ પણ અહીંઆ આપણે તે બે રસ્તા પત્રા વડે એકજ જગ્યાએ બનાવ્યા છે"

---

## બાળકો માટે પ્રભુ પ્રાર્થના.

(પ્રિયતમ પ્રભુ નમીએ આપને એ રાહ)

હે ઇશ્વર સન્મતિ આપજે;
તમ ભક્તિ હૃદય પ્રકટાવજે—હે ઇશ્વર૦
માતા-પિતા ને ગુરૂને શરણે,
નિત્ય બુદ્ધિ વિકસાવજે—હે ઇશ્વર૦
માતૃ ભૂમિની સેવા કાજે,
અંતર જાગૃત રાખજે—હે ઇશ્વર૦
સકળ હિન્દના હીંદી જનમાં
સ્નેહ, ઐક્ય પ્રસરાવજે—હે ઇશ્વર૦
વિદ્યા હુન્નરથી અમ દેશે;
રિદ્ધિ સિદ્ધિ ઉભરાવજે—હે ઇશ્વર૦

[પરેલ-મુંબઇ] જીવરાજ આર૦ મહેતા.




લખનાર—રમણલાલ નાનાલાલ શાહ

વડોદરા નામે એક મોટું શહેર છે તેમાં શ્રી નર્મદાજીનું મોટું મંદિર આવેલું છે એ મંદિરમાં આગળ એક મોટી ઉંચી દીપમાળ આવેલી છે દીપમાળ એટલે ઉંચા મિનારા જેવું મકાન એ દીપમાળના ભોંયતળીયાના ભાગમાં એક ઉંદર અને ઉંદરડી એક દરમાં રહેતા હતા તેમને એક નાનું ઉંદરનું બચ્ચું હતું. એ બચ્ચું જ્યારે મોટું થયું ત્યારે તેણે વિચાર કર્યો કે હવે પરણવાનો વખત પાસે આવી લાગ્યો છે આપણે કન્યા શોધી કાઢવી જોઇએ

આપણા ઉંદરના બચ્ચાએ ખૂબ વિચાર કરીને નક્કી કર્યું કે બસ આપણે તો દુનિયામાં સૌથી વધારે મોટું હોય તેની છોકરી પરણવી આપણે કાંઇ આપણીજ નાતમાં પરણવું છે એમ નથી

એમ નક્કી કરી તે બીજે દહાડે ઇંદ્ર મહારાજની પાસે સ્વર્ગમાં ગયો. વાદળાની ગાડીમાં એક પરી તેને બેસાડીને ઇંદ્ર પાસે લઈ ગઇ ઉંદર બોલ્યો;—"મહારાજ ! મને તમારી છોકરી ઇંદ્રાસનપરી પરણાવો; કારણ મારે દુનિયામાં સૌથી મોટા પુરુષના જમાઇ થઇને માન લેવું છે" હવે ઇંદ્ર મહારાજે તો પોતાની પુત્રીને ધ્રુવકુમાર સાથે પરણાવી દીધેલી હતી, પણ ઉંદરને બરાબર સમજણ આપવા માટે તેને કહ્યું કે, "મારાથી મોટા સૂર્યદેવ છે માટે તું સૂર્ય પાસે જા"

ઉંદર સૂર્યદેવ પાસે ગયો અને સૂર્યકુમારી સાથે પરણવાની

ગામણી કરી સૂર્યદેવે કહ્યુ,–મારાથી મોટા વાદળા છે માટે તું તેની પાસે જા વાદળાઓ મને પણ ઢાંકી દેવાની શક્તિ છે." ઉદર ગયો વાદળા પાસે વાદળાઓએ કહ્યુ કે "જો ભાઈ મારાથી મોટા છે વાયુદેવ, કારણ મને વીખેરી ખસેડી મૂકી શકે છે માટે તું જા તેમની પાસે." ઉદરભાઈ વાયુદેવ પાસે ગયા અને તેમની છોકરી પરણાવવા જણાવ્યુ વાયુદેવ બોલ્યા, "શી વાત કરું ભાઈ ! મારાથી મોટા નથી એમ નથી જો ! દીપમાળ જેવા ઉંચા મિનારા મને પણ દાદ નથી દેતા હું કુદી કુદીને થાકી જાઉં છુ પણ સેંકડો વરસથી તેઓ એમને એમ રહે છે. માટે જા, તેની છોકરી જઇને પરણ"

ઉદર આવ્યો પોતાના રહેઠાણવાળી દીપમાળમા, દીપમાળને તેણે કહ્યુ કે મને તમારી છોકરી પરણાવો કારણ કે, મારે સૌથી બળવાન હોય તેની છોકરી પરણવી છે "દીપમાળે કહ્યુ કે મારાથી પણ વધારે શક્તિવાન પ્રાણી આ દુનિયામાં વસે છે મને તળીએથી પોકળ બનાવી દઈ મારો પાયો ઉંદરડાઓ કોતરી ખાય છે હું વાયુદેવને દાદ નથી દેતો પણ એ ઉદર આગળ મારૂ કાંઇ નથી ચાલતુ માટે મારાથી શક્તિવાન ઉંદરો છે"

ઉદરે વિચાર કર્યો કે આ આમ બાબત છે મારી જાતના મારસો સૌથી બળવાન છે માટે ચાલ રામ આપણીજ નાતની કોઇ સારી રૂપાળી કન્યા શોધી કાઢીએ

દીપમાળના એક ખુણાના દરમાં એક આબરૂદાર ગૃહસ્થ ઉદર રહેતો હતો. તેને એક ઉંદરડી કન્યા હતી હવે આ ઉંદરડીબાઇ તો મૂળથીજ આપણા ઉંદરભાઇના ઉમદા રૂપ પર મોહી પડેલા હતા પણ ઉદરભાઈ દાદ નહોતા દેતા પણ હવે વાત બદલાઇ ગઇ હતી, અને ઉદરે પોતાના મનની વાત કુમારી ઉંદરડીબાઇને કહી સભળાવી ઉંદરડીએ શરમાઈને હા પાડી અને તેમના લગ્ન ધામધૂમથી થયા

૪ આ નીચે એક ચિત્ર આપ્યુ છે જેમા કુતરો ભસે છે, અને છોકરો રડે છે એ ઉપરથી એને બધબેસતી વાત વધારેમા વધારે સો શબ્દોમા લખી મોકલો. તેથી મોટી વાત નકામી ગણાશે તેથી નાની લખાય તો હરકત નહિ



૫. નીચેના મેળસેળ શબ્દોમાંથી દશ કહેવતો બનાવો દશ કહેવતમાં બધા શબ્દ આવી જવા જોઇએ

ઘરડી લક્ષ્મી આપવું ભોળા ને. સહીઆરૂ સલામ. આવટે જાય. નામું. બે રહેત પાનરી આવવું દેખી. નહિ. નહિ. નહિ. પરોણો. વાટે સગુણા ત્યારે પ્રિતિ ઘેશ. આપ દેરાં. તે. ઠક્કરો ને લાલ. નિશાની. અપેઠા હોય રાખ્યા. થાય માથે. શિંગડા પાડ્યાં નહિ મુનીવર કોટડા. કહે વારૂ મોર સરવાની શાધવા ચડે. ઘેર. હરખા. મુરખ જાઇ રહેતા પડત. ઘોડીને કસ્તા આપને. તારે ઘો. આવ નામ પેશ

૬. નીચેનું ચિત્ર પેનસીલથી દોરી મોકલો



ઇનામો

૧ પહેલું ઇનામ ત્રણ રૂપીઆનું બીજું ત્રીજું તથા ચોથું એક એક રૂપીઆનું. બીજા નવ રૂપીઆનાં પરચુરણ ફાળે પડતા ઇનામો. દરેક ફતેહમંદ બાળકને ઇનામ મળવાની તક રહેશે

જવાબો તા ૩૦મી નવેબર સુધીમાં મોકલી આપવા

ઉમર જરૂર લખની તે સિવાય જવાબો નકામા ગણાશે બીજી સુચનાઓ માટે પાછળના નિયમો જુઓ




[બાળકો માટે એક રસભરી વાર્તા]

[સંપાદક—શ્રી સુમતિ નાગરદાસ પટેલ]

એક રાજાને રણધીર નામે પુત્ર જ હતો. રણધીરને ચાર જીવતન દોસ્ત હતા. એક બ્રાહ્મણનો દીકરો, બીજો નગરશેઠનો, ત્રીજો પટેલનો, અને ચોથો સુથારનો દીકરો હતો. તે દરેક પાસે જુદી જુદી વિદ્યાઓ હતી.

હાડકું જડે તો જીવ મૂકી જીવતું કરવાની વિદ્યા બ્રાહ્મણમાં હતી. જાને ન બચ્યા છતાં કોઈની પણ વહુ ઓળખવાની, કોઈ પણ સ્ત્રીનો પતિ કોણ છે તે એકદમ કહી શકવાની વિદ્યા નગરશેઠના પુત્રમાં હતી. ગમે તેવું ઝીણામાં ઝીણું હાડકું શોધી કાઢવાનું કામ પટેલને સારી રીતે આવડતું હતું. અગરચંદનનાં લાકડાં હોય તો ઉડણ વિમાન કરવાની વિદ્યા સુથારમાં હતી. રાજપુત્ર રણધીરમાં એક ઝટકે વાઘ કે સિંહ મારવાની તાકાત હતી.

એક વખત પટેલને હાડકું જડ્યું તે લઈ બ્રાહ્મણ પાસે આવ્યો ને કહ્યું 'લ્યો આમાં જીવ મૂકો.' બ્રાહ્મણે સિંહનું હાડકું ઓળખ્યું. એટલે રાજકુમારે કહ્યું 'હું એક ઝટકે એને મારીશ માટે તું સજીવન કર.' બ્રાહ્મણે મંત્ર ભણ્યો કે સિંહ સજીવન થયો અને ઘૂઘવાટ કર્યો. રાજકુમાર તેને તલવાર લઈ મારવા

દોડયો. ચારે મિત્રો ભય પામી એક બાજુ નાઠા અને બીજી બાજુ સિંહ અને રાજકુમાર નાઠા. જતા જતા થાકી જવાથી એક મોટા ઝાડ ઉપર રણધીર ચડી ગયો. સિંહ પાછીવાર આગળેમ રાત્રી ગાળતો થયો

રાજકુમારે ઝાડપર ચડીને જોયું તો દૂર એક શહેર જણાયું તે જોઇ તે ત્યાં ગયો આખા શહેરમાં એક પણ માણસ જણે નહિ દુકાનોમાં માલ ભર્યો હતો પણ કોઇ માણસજ નહિ હતું. ફરતો ફરતો તે એક ઓરડા આગળ ગયો, ત્યાં તેને હીંચકાનો ખડખડાટ સંભળાયો. અંદર જઇને જુએ છે તો એક સુંદર બાલિકા હીંચકા ખાતી હતી. તેણે રણધીરને જોઇ કહ્યું "અહોહો! આપ ક્યાંથી આવ્યા? મ્હારો રાક્ષસ બાપ બારબાર ગાઉ સુધી મનુષ્ય નથી રહેવા દેતો" રણધીરે પોતાની બધી વાત કહી, તે સાંભળી તે ઘણી ખુશી થઇ અને તેનો સારો આદર સત્કાર કર્યો જ્યારે પોતાના રાક્ષસ બાપને આવવાની વખત થઇ ત્યારે તે બાલાએ રણધીરને માખી બનાવી કઇ ડાબલીમાં ઘાલી પોતાના વાળની વેણીમાં મુકી દીધો થોડીવારમા એનો બાપ "ખાઉં, ખાઉં" કરતો આવ્યો

તેણે કહ્યું 'મને માણસની ગંધ આવે છે' એટલે બાલિકાએ જવાબ આપ્યો કે 'ના બાપુ! કોઇ નથી આવ્યું હું મોટી થઇ એટલે તમને મારી ગંધ આવતી હશે.' બાપ પછી ચુપ થયો અને સવારે ઉઠી બહાર ગયો

પછી તેણે રણધીરને પોતાની મૂળ સ્થિતિમા ફેરવી દીધો. રણધીરે તેને શીખવ્યું કે 'વાત વાતમા તું પરણાવવાનું કહેજે અને એનું મરણ શાથી છે તે પૂછી લેજે'

બીજે દિવસે તેણે તેમ કર્યું રાક્ષસે કહ્યું "બે ત્રણ વખત હું તારે માટે વર લાવેલો પણ રસ્તામાં ભૂખ લાગવાથી ખાઇ

મગેરો," તેણે કહ્યું નહિ ખાઈ જવાનું વચન આપો તો હું શોધી લાવું." બાપે વચન આપ્યું એટલે તેણે રત્નપીરને રજુ કર્યો અને પરણાવવાની ગોઠવણ કરી.

રાક્ષસ ઉપડયો તે એક બ્રાહ્મણ વાડ કરતો હતો તેને લઈ આવ્યો. આણે પણ ભોળી બ્રાહ્મણે બેઉને પરણાવ્યા રાક્ષસે રૂપકડું ભણી સોના મહોર દક્ષિણામાં આપી

એક વખત રત્નપીરની સ્ત્રી-કુમારીએ બાપને પૂછ્યું, કે "તમે બહાર જાઓ છો તો વખતે કોઈ તમને મારી નાખે તો અમે શું જાણીએ? બાપે કહ્યું "આપણા બગીચામાં સાત ઢેળ વચ્ચે લોઢાનો સ્તંભ છે તે જો કોઈ એક ઝટકે કાપી નાખે તો મારૂં મોત થાય તે સિવાય થાય નહિ" કુમારીએ એ વાત રત્નપીરને કહી

બીજે દહાડે રત્નપીરે જ્યારે રાક્ષસ બહાર ગયો હતો ત્યારે એક ઝટકે સાતે ઢેળ અને લોઢાનો સ્તંભ કાપી નાખ્યા; એટલે રાક્ષસ મરણ પામ્યો.

એક દિવસ કુમારી તળાવમાં પીવા ગઈ હતી ત્યાં કોઈ લાખા તાડ જેવા સ્વારીને જોઈ નાસવા ગઈ એટલામાં પગની મોજડી પડી ગઈ

એ મોજડી સ્વારીએ લઈને દૂરના ગામના એક રાજાને આપી. રાજાએ તેને એક ગામનું ઇનામમાં આપ્યું અને મોજડી પહેરનારીને પોતાની રાણી બનાવવા માટે લાવવા સારૂ જાદુ માલણને કહ્યું

માલણ જાદુ રાક્ષસના ઓરડા આગળ જઈને રોવા લાગી કે 'ઓ મારા ભાઈરે!" એને રોતી સાંભળી કુમારી બહાર આવી આંગણે તેડી ગઈ. તેણે જાણ્યું કે તેને કદાચ કોઈ હશે પણ તેની પોતાને ખબર નહિ હોય

ધીરે ધીરે જડી ઉપર દુલારીને વિશ્વાસ બેઠો. એક વખત રણધીર ઉઘતો હતો અને જડી પીછાના સુદર પખાથી વા નાખતી હતી એવામા દુલારી પાસે આવી બેઠી અને વાતમા ને વાતમા જડીએ દુલારીને કહ્યુ કે "રણધીર ઘણે દુર સુધી જાય છે તો કદાચ એને કાઈ આડુ અવળુ થયુ તો આપણે શુ જાણીએ માટે તુ એને પૂછી જોજે" દુલારીએ હા પાડી અને પછી



બીજે દિવસે તેણે રણધીરને પૂછ્યુ.

રણધીરે કહ્યુ "મારી ડોકમા [illegible] છે તે કોઈ ચદનના બીક

પીકતા લાકડામા નાખી દઇ ઓગાળી નાખે તો મારૂં મૃત્યુ થાય તે સિવાય નહિ" એ વાત છાનીમાની જડીએ સાભળી લીધી

એક દિવસમા ચદનના ટુકડા એકઠા કરી જડીએ રણધીરની કટાર સુતો હતો ત્યારે કાઢીને લાકડા સળગાવી ઓગાળી દીધી, એટલે રણધીર મરણ પામ્યો.

જડીને દુલારીએ ધુવકારી કાઢી રણધીરના શરીરમા કસ્તુરી ભરી જાળવી રાખ્યું અને પછી તે રાજા પાસે જડી સાથે ગઈ રાજાએ તેને પોતાની સ્ત્રી પરણવા માટે કહ્યું.

દુલારીએ કહ્યું "મારે છ મહિનાનું બારીએ બેસી ન્હાવું અને બારીએ બેસી ખાવું એવું મન છે તે પુરૂંથશે ત્યારે તમારી સાથે લગ્ન કરીશ

એમ કરતા કરતા પાચ મહિના વહી ગયા એક દહાડો ફરતા ફરતા પેલા ચાર મિત્રો ત્યા આવી ચડયા. નગરશેઠના દિકરાએ કહ્યુ કે "માનો ન માનો પણ આ રણધીરની વહુ છે" બીજો કહે "નારે! કોઇ રાજપુત્રી છે જાણશે કે સાંભળશે તો ગરદન મારશે"

રકઝક સાંભળી દુલારીએ એ ચારેને પોતાની પાસે તેડાવ્યા અને તેમને પૂછ્યું એટલે ડરના માર્યા ચારેએ પોતાની વાત કરી વાતવાતમા પોતાને શી વિદ્યા આવડતી હતી તે પણ કહ્યું

દુલારીએ સુથારના પુત્રને ચંદનના લાકડાં મગાવી આપ્યાં તેનું તેણે ઉડણ વિમાન કર્યું. દુલારીએ રાજા પાસે ચાર કુવારીકાઓ મગાવી એક બ્રાહ્મણની દીકરી, બીજી વણિકની ત્રીજી પટેલની અને ચોથી સુથારની

ઉડણ વિમાનમા દુલારી બેઠી અને ચારે કુવારીકાઓ તથા જડીને બેસાડી. પેલા ચાર દોસ્તો પણ બેઠા અને વિમાન ઉડયું.

જેવું ઉચે વિમાન ઉડયુ એટલે દુલારીએ જડીને ધક્કો માર્યો અને પાડી નાખી તે સન્ન દઇ ભોંયે પડી તેના ટુકડા થઇ ગયા.

સૌ રાક્ષસના સોપસમા ગયા રણધીરનું ગુડકુ કાઢી બ્રાહ્મણને તે સજીવન કરવા કહ્યું બ્રાહ્મણે તર્તજ મંત્ર ભણી રણધીરને સજીવન કર્યો રણધીર ઉંઘમાથી ઉઠતો હોય તેમ ઉઠયો અને સૌને જોઇ ખુશી થયો.

ઉડણ વિમાનમા સૌ પોતાને ગામ આવ્યા અને ઘણીજ ધામધુમથી રણધીરે ચારે મિત્રોના લગ્ન પેલી કુંવારિકાઓ સાથે કર્યા.

તમને પણ એના લગ્નમા જવાનું નોતરૂં દેવાની અમને ફરમાશ થઇ છે કેમ આવશો કે નહિ ?

---

## અમારા શણગાર.

ધનાશ્રી

સુંદર એ શણગાર, અમારા સુંદર એ શણગાર.
માત તાત પ્રભુને નિત નમિયે જન્મ તણા આધાર;
અમારા સુંદર એ શણગાર.

સુખ સંપત સાંપડવી સ્હેજે, સદ્વિદ્યામા સાર,
અમારા સુંદર એ શણગાર.

ભાઈ બ્હેન ભાડુ સંગાથે હળિયે મળીયે ચાર,
અમારા સુંદર એ શણગાર.

હેત ભર્યા હળવા વહવામાં વેણ વિવેક વિચાર;
અમારા સુંદર એ શણગાર.

મુંબઇ] કૃષ્ણદાસ ગોવિંદજી આસર.

---

# બાબુની બહાદુરી

(લખનાર —શા જેઠાલાલ હરિલાલ શાહ)

બાબુને સમુદ્ર કાંઠે બેસી મોજાની ગમ્મત જોવાની ઘણી જા પડતી હતી. તેને લાગતું કે, આપણે સમુદ્રમાં લાંબા



ાસે જઈએ તો કેવી મજાહ પડે! એક દિવસ તે એવો વિચાર તો બેઠો હતો એવામાં એક નાની હોડી તેની છેક નજીક વીને ઉભી રહી! હોડી પોતાને ફરવા જવાને માટેજ બોલાવે એમ બાબુને લાગ્યું, અને તે જઈને તેમા બેઠો

તે બેઠો એટલે હોડી ચાલતી થઈ, અને ડોલતી ડોલતી સમુદ્રમાં લાંબે ગઈ છેવટ વચ્ચેનો એક બેટ આવી પડ્યો.

ત્યાંનો એક દાસ બાબુને પોતાના રાજા પાસે લઈ ગયો. રાજા બોલ્યો, "મહારાજ તમે આવ્યા એ જોઈ મને ઘણો આનંદ થયો અમારી આ યક્ષનગરીની બહાર એક રાક્ષસ રહે છે તે માણસનાજ હાથે મરશે એમ મે સાંભળેલું છે તો તેને મારી નાખશો તો અમારા ઉપર મોટો ઉપકાર થશે આ લો તલવાર"



"ઠીક છે" એમ કહી બાબુએ રાજા પાસેથી તલવાર લીધી અને કિનારા ઉપર મળેલા યક્ષને તે રાક્ષસનું ઠેકાણું બતાવવા માટે સાથે લઈ તુરતજ દરવાજાની બહાર ગયો. યક્ષે બંઢીનાં જીતાં રાક્ષસનો કિલ્લો બતાવી દીધો, અને દર તજ બાબુ કિલ્લા ના બારણા આગળ ખડો થયો. "કોણ છે?" એમ કહી ગુસ્સાના આવેશમાં બૂમો પાડતો રાક્ષસ બહાર આવ્યો પરંતુ બાબુએ તેની સાથે યુદ્ધ કરીને તેને ઠાર કર્યો

આ વાતની ખબર યક્ષના રાજાને થતાંજ તે બાબુની સામે આવ્યો. પછી તેણે તેને ભભકાબંધ મિજબાની આપી ખુશ કર્યો અને તે બેટ ઉપર થોડાક દિવસ રહી પછી બાબુ પોતાને ઘેર જવાને નીકળ્યો ત્યારે તે રાજાએ મોહોરોની ૭૦ થેલીઓનો તેને નજરાણો× કર્યો હોડી લઈ બાબુ પાછો નીકળ્યો ત્યારે તે બોલ્યો, "સફર* કરવામા ખરી મજાહ છે!"

× નજરાણો કર્યો-ભેટ આપી. *સફર-મુસાફરી

# બુલબુલ કહીને બોલાવે!



બુલ બુલ કહીને બોલાવે ! માડી મને–બુલબુલ કહીને બોલાવે !
પાટલુન ડગલો ને ટોપી ખાદીના–માજી હોંશે શિવરાવે !
બહાર જશો કે પેલી બની, મા–ચોખતી પુઠે પુઠે આવે ! મા૦
નિશાળે જાઉં કે ન્હાસું બજારે–તો માતાને ચેન ન જાયે !
'બુલબુલ દીઠો મ્હારો ? કોઇ બતાવો !' કસ્તી(બધી)શેરી ફરી આવે ! મા૦
તમણી પહેરાવી–ટોપી ચઢાવી–દફતર બગલમાં મરાવ !
ચપટ લગાવી ઉભો રહું ત્યાં–રીઝી મા ગચ્ચીઓ નવરાવે ! મા૦
પ્રેમની ઇજારદાર–વાત્સલ્ય મૂર્તિ !–દેવી દયાની મા કહાવે !
અક્ષય રહો મ્હારી માવડી–મણિમય–વિશ્વ ત્હારે તોલ ન આવે ! મા૦

પાદરા] પાદરાકર

# ભુલ ભુલામણી.

(લેખક—રા. નાગરદાસ ઇ. પટેલ)



વડોદરાના કામાટી બાગમા મેંદીની સુંદર ભુલ ભુલામણી કરેલી છે જેણે તે એક વાર જોઈ હશે અને તેમા જઇ એકવાર ભુલું પડયું હશે તે જીંદગી સુધી એ વાત ભૂલશે નહિ.

આ સાથે તમારે માટે ઘરમા રમાઇ શકે તેવી ભુલ ભુલામણી તૈયાર કરી છે આ સાથેના ચિત્રમા બતાવ્યા મુજબ એક કાગળ ઉપર ચિત્ર દોરો, અથવા એ ચિત્ર કાપી લઈ પુઠા ઉપર ચોટાડો પછી દીવાસળીઓના કકડા કરી બાદ ગુંદરથી ધ્યાન દઈ ચોટાડો અને તમારી ભુલ ભુલામણી તૈયાર કરો.

હવે એક ન્હાની સરખી ગોળી લો. છેક બાજુએથી અંદરના ચોકમા જતા કેટલો વખત જાય છે તે જુઓ ત્રણ ચાર જણ વારા ફરતી ગોળીને બરાબર મધ્યમા લઇ જાય જે સૌથી ઓછા ટાઈમમા આ કામ કરી શકે તે રાજા ને બીજો તે વજીર

આદર્શ સ્વદેશ ભક્ત



મૌલાના શૌકતઅલી (સરકારી [illegible])

મુસલમાનાં બે નરરત્નો

આલિમ વિદ્વાન અને ધર્માભિમાની



મૌલાના મહમદઅલી ( હાલ સરકારી કેદખાનામાં )

આર્ય બધાં ઉઠયાં છે આજે,
ગૌરવ જન્મભૂમિના ગાજે, એક દિસે હિંદુ મુસ્લીમ,
હક્ક તણા અધિકાર સજીને, ગગડાવે જયના ડિંડિમ.
ઓ શિશુઓ ! ઓ શિશુઓ !.. . . ..૧૪

રહો તમે શું કેદી પછાડી,
મોહાને મમતાનું ભાડી, ધપો મોખરે મૂકી દોટ,
પડો વાગતાં મર્દ મુછાળા, ધસે (૫) વસે પગ આગળ ભોટ.
ઓ શિશુઓ ! ઓ શિશુઓ !...... . . .૧૫

દ્વેષ કલેશ વિસરવાના છે,
(૬) આત્મ વિસર્જન કરવાના છે, હક્ક જાણી જીવવાં છે, બુદ્ધ,
અધિકારો પૂરાં ભર મનથી, ચલો આગેકો ! થાવ (૭) પ્રબુદ્ધ
ઓ શિશુઓ ! ઓ શિશુઓ !... ......૧૬

વધો ઉદ્યમમાંહી વર ચીકે,
દ્રઢ શૌર્ય, અને સ્વતંત્રતાએ, સ્વાર્થ તણો કરીને સંન્યાસ,
પગલે પગલે પ્રભુના પગરે, રમશે રગસે દિવ્ય વિકાસ
ઓ શિશુઓ ! ઓ શિશુઓ ! ..... ૧૭

જય હો ! સહુ ટેકી રાખો,
(૮) વીંઝો તમ ચેતનની પાંખો. મનોબળે મેળવજો પ્રેમ,
સતત હૈયામાં ઉમંગ રમે, માતૃભૂમિનું કરવું ક્ષેમ
ઓ શિશુઓ ! ઓ શિશુઓ ! . .૧૮

ન્હાના પણ કેસરી સંતાનો,
કુમળા પણ બહાદુર બાળવાનો, નિડર ઘુમો ઝઝુમો નિરાંત,
સુપુત્રતા જગને શીખવવા, ઓવારો ભૂમિ કાજે જાત
ઓ શિશુઓ ! ઓ શિશુઓ ! . .. ...૧૯

ઉઠો ઉઠો આ મંગલ ટાણે,
જન્મભૂમિનાં મરવાં માણે, આજ ભરો ચીરો પાતાળ;
સબળ થાત ઉદ્યોગે ભારત, ચગડે પાછું ઝાકઝમાળ.
ઓ શિશુઓ ! ઓ શિશુઓ ! . ૨૦

રાજકોટ.] [ચિદાનન્દ મગળજી ઓઝા.

(૫) વસે પર...ઓરતાં=આખરે આપણાઓ પરમાં ભરાઈ રહે
(૬) આત્મ વિસર્જન=પ્રાણ ત્યાગ. (૭) પ્રબુદ્ધ=જાગૃતો, ખબરદાર
(૮) વીંઝો=વીંઝો, હલાવો

# સ્વરાજ્ય એટલે શું?

(લેખકઃ—રા. માધવરાવ કે. જૈન)

હાલમાં વર્તમાનપત્રોમાં, સભાઓમાં, અને ખાનગી વાતચીતમાં પણ 'અમને સ્વરાજ્ય જોઈએ છે! સ્વરાજ્ય મેળવવું એ હિંદુસ્તાનની ધારણા છે, સ્વરાજ્ય મળ્યા વિના બીજા કશાથી હવે હિંદુસ્તાનની ભૂખ ભાગે એમ નથી'' આવા આવા વચનો સંભળાય છે. આ અને એવાજ બીજા બોલોનો ખરો અર્થ બાળજીવનના બાળ વાચકોને સારી રીતે સમજાવવાનો આ પ્રયત્ન છે. સ્વ એટલે પોતાનું, અને રાજ્ય એટલે રાજસત્તા. પોતાની રાજસત્તા તે સ્વરાજ્ય કહેવાય. આપણું પોતાનું એટલે બ્રાહ્મણોનું કે વાણીયાનું નહીં પણ આખા હિંદુસ્તાનના લોકોનું. મરાઠાઓના ઇતિહાસમાં મહાન શિવછત્રપતિએ સ્વરાજ્ય સ્થાપેલું લખેલ છે તેનો અર્થ પણ જુદો છે એમાં સ્વરાજ્ય એટલે મહારાષ્ટ્ર (મરાઠાનો મુલક) તેનું રાજ્ય એટલે હિંદુસ્તાનના લોકોનું રાજ્ય. એનો અર્થ બધા દેશી રાજાઓનો અમલ એમ પણ લેવાનો નથી કારણ જો દેશી રાજ્યોનો અમલ સ્વરાજ્ય હોત તો કેટલાક દેશી રાજાઓની પ્રજા પણ સ્વરાજ્યની માગણી કરી રહી છે તે ન કરત તેથી સ્વરાજ્ય એટલે દેશીરાજ્ય નહીં એ તો સમજાયું હશે. ત્યારે સ્વરાજ્યનો અર્થ કેટલાક કહે છે તેમ હિંદે સ્વતંત્ર થવું એ. બ્રિટિશ સત્તા તળે હવે તેને રહેવું નથી ગમતું, તે અંગ્રેજોની સત્તા ઉથલાવી નાખવા ઇચ્છે છે એમ કહેવામાં કંઈ અર્થ નથી. સ્વતંત્રતાનો મૂળ અર્થ તો સ્વરાજ્ય શબ્દ સાથે મળે છે અને સ્વતંત્ર એટલે પોતાના તંત્ર-ઇચ્છા મુજબ વર્તે તે. સ્વયં 'નિર્ણય' યાને ઠરાવવું એટલે પોતાના ભાગ્ય પોતે ઘડવા એ શબ્દ હાલમાં વપરાય છે હિંદના લોકોને જે પ્રકારની રાજ્યપદ્ધતિ જોઈએ તે પ્રકારની રાજ્યપદ્ધતિ તેમને મળે એનું નામ સ્વયં નિર્ણય. સ્વરાજ્યને સ્વાતંત્ર્ય એ શબ્દનો અર્થ છે પોતા પર અંગ્રેજ અમલ ન જોઈએ એમ ભારતનું કહેવું નથી તેમ હાલ તુર્ત તેની ઇચ્છા પણ નથી. અંગ્રેજ મહારાજ્યમાંજ પોતાને રહેવું છે કાનડા, ઓસ્ટ્રેલિયા, ન્યુઝી-

થાંક, દક્ષિણ આફ્રિકા વગેરે અંગ્રેજ સંસ્થાનોને પોતે અંગ્રેજી મહારાજ્યમાં જે મોભો ભોગવે છે તે મોભો અને માન પોતાને હોય એમજ હિંદની ઇચ્છા છે જો કે હિંદને બ્રિટિશ સામ્રાજ્યનું પ્રેમ રત્ન કહેવામાં આવે છે પણ તેની સાથે તેમ વર્તન નથી થતું કાનડા ઓસ્ટ્રેલિયા વગેરેની જેમ સમાનતાના હક હિંદને નથી! ત્યાંની પ્રજાને જે હક છે તેવા ને તેટલા હિંદની પ્રજાને નથી!' એ બધા હક છે અહીંની નોકરશાહીના ખીસામાં પડેલા'!' દાખલા તરીકે રાષ્ટ્ર સંઘ પરિષદમાં કે સર્વ રાષ્ટ્રીય મજૂર પરિષદમાં હિંદુસ્તાનના પ્રતિનિધિ મોકલવામાં આવે છે તેમની ચૂંટણી કરવાનો અધિકાર-બીજી વસાહતોની જેમ હિંદને ક્યાં છે? તેમની નિમણુંક સરકાર કરે છે' હિંદુસ્તાનને સ્વતંત્ર પાર્લામેંટ તો નથીજ પણ વિલાયતની પાર્લામેંટમાં પણ પોતાની પસંદગીનો એકપણ પ્રતિનિધિ મોકલવાની તેને સત્તા નથી. ભારતમાં ને ભારતમાં અત્રેનો અધિકારી વર્ગ નીમવાનો બદલવાનો કે કમી કરવાનો અધિકાર આપણા લોકોને નથી! અર્થાત્ આ અધિકારી લોકો કોઇ રીતે આપણા લોકોને જવાબદાર નથી! આથી આજે દશા છે આ દશા બદલાઇ પોતાના (હિંદના લોકોના) તંત્રથી અત્રેનો રાજકારભાર ચાલે, અધિકારીઓ ગોરા હોય કે કાળા (દેશી) હોય, તે અહીંના લોકોની સત્તા નીચે અને હુકમતમાંના હોવા જોઇએ તે પ્રજાના માલીક નહી પણ ખરેખરા નોકર હોવા જોઇએ એજ હિંદના લોકોનું કહેવું છે સ્વયંનિર્ણયનો હક-સ્વતંત્રતા કે સ્વરાજ્ય કરીને જે કંઇ કહેવાય છે તે આનુંજ નામ એનો બીજો કોઇ અર્થ નથી

અંગ્રેજોની સત્તા ઉઠાવી નાખવી એમ હિંદ નથી ઇચ્છતું સ્વરાજ્ય મળે એટલે ચટ દઇ બધા ગોરાઓને હિંદની બહાર કાઢી મુકવામાં આવશે એ બીક પણ ખોટી છે. અંગ્રેજો પાસેથી હજુ હિંદને ઘણી વાતો શીખવાની છે. તે શીખવા હિંદના ગુણગ્રાહી લોકો અંગ્રેજોનું સ્વાગત કરશે, અને તેમને હિંદના લોકોની જેમ જ સમાનતાથી જોશે ગોરાઓના હાથમાં બધી મોટા પદ ભર્યા છે અને બધી સત્તા એકઠ્ઠી કરી હિંદની પ્રજાને તેના વાજબી હક આપવા અધિકારી વર્ગ નાખુશ છે-એ સ્થિતિ બદલાઇ જવી જોઇએ. ભલે હિંદ બ્રિટિશ મહારાજ્યમાંજ રહે પણ કેનેડા વગેરે વસાહતોની જેમ અહીંની પ્રજાના હાથમાં બધી સત્તા રહે અને અહીંનો બધો અધિકારી વર્ગ પ્રજાને જવાબદાર રહે એનુંજ નામ છે હિંદ સ્વરાજ્ય

# શરદ્ પૂર્ણિમા

## (બાલ નાટક)

(રચનાર:—શ્રીમતિ જ્યોત્સ્ના શુક્લ-ત્રી-"ચેતન")

પાત્રો—શરદ, દેશભક્તિ માટે તલસતો એક અજ્ઞાન બાળક
મહિલાશ્રમની બાળાઓ
રાષ્ટ્રીય મહાસભાની બાળ સેનાઓના કેટલાક કુમારો.
સ્થળ.—નદી કીનારા પરનો રમણીય બાગ. સમય.—ચાંદની રાત.

શરદ—(એકલો બેઠો બેઠો બબડે છે) હવે હું શું કરૂં ? અરે ભગવાન ! કોઈક તો રસ્તો મને સુઝાડ, મ્હારા દેશને માટે હું શું કરૂં—શી શી સેવા કરૂં તે હું તો મ્હને સમજાય ? હાય ! મ્હારો દેશ ! મ્હારો દેશ !

(દૂરથી ન્હાની બાળાઓનો ગરબો સંભળાય છે)

"આસો આસો શરદ પૂનમની રાત જો,
ચાંદલીયો ઉગ્યો રે ગગન ચોકમાં"

શરદ—આ શું સંભળાય છે ? આજે શાના ગરબા છે ? હાય ! હાય ! આ બધા લોકોને શું થયું છે ? અરે ! ગરબા ને ગીતો ને એ બધું આપણે ત્યાં શા માટે જોઈએ ? ઓ મ્હારા હિંદ ! મોજ શોખ ને ગાનતાનમાં તું પાયમાલ થઈ ગયું તોએ હજુએ ત્યાંયે સવાલો શાનો આનંદ ઉજવી રહ્યાં છે ?

(હાથમાં કુસુમ છાબ લઈને કેટલીક બાળાઓ ગાતી ગાતી પ્રવેશ કરે છે)

"મ્હારી છાબડીમાં મ્હેક મ્હેક ફૂલડાં હો રાજ !
કોઈ કુસુમ લ્યો, કુસુમ લ્યો !"

૧લી બાળા—(શરદને) ભાઈ, લ્યો ફુલ લેશો ?

શરદ—કેમ બ્હેન, આજે આ બધું શું છે ?

બાળા—આજે શરદ્ પુર્ણિમા છે

૨જી બાળા—આપણે જેને માણેકઠારી પૂનમ કહીએ છીએ ને તે. તમે નથી જાણતા ?

શરદ—શું ? ના ..હા, જાણું છું તો ખરો પણ તેમાં—તમે બધાં અહીં શું કરો છો ?

૧ લી બાળા—અમે આજે અહીં ઉજાણી કરવા આવ્યાં છીએ

૩ જી બાળા—તમે આવશો અમારી સાથે ?

શરદ—ના બ્હેન, મ્હને તો એ બહુ નથી ગમતું

૨ જી બાળા—વાહરે ! તમે તે કેવા છો ? એમાં વળી ન શું ગમે ? આવોને ? મઝા કરીશું.

૧ લી બાળા—આવો ભાઇ, આવશો ? અમારી સાથે બાળસેનાઓના થોડા છોકરાઓ પણ છે.

શરદ—બાળ સેનાઓના છોકરાઓ ? તમારી સાથે ? હેં ! તેઓ શું કરવા અહીં આવે-છે ?

૧ લી બાળા—કેમ વળી ? ઉજાણી કરવા

શરદ—બાળસેનાઓના છોકરાઓ ઉજાણી કરવા આવે ? બાળસેનાના છોકરાઓ ?

૩ જી બાળા—હાસ ! હાસ ! તેમાં આવું શું કરો છો ? આવે જ ને ? કેમ ન આવે ?

શરદ—હાય ! ન બોલો, ન બોલો, આ ! મ્હારૂં માથું ભમે છે, બ્હેન, કહો કે એ વાત જૂઠી છે, બાળસેનાના છોકરાઓ ઉજાણી કરે ! ના, ના, જૂઠી વાત

(બાકીના પોશાકમાં સજ્જ થયેલા છોકરાઓ કુદતા રમતા ગાતા ગાતા આવે છે)

"ધમ ધમ ધરણી ધ્રુજાવશું, અમ દેશતણી કરી આન,
જય, જય, જય, નાદ કરીશું, દઇશું એમાં અમ પ્રાણ,
અમે હિંદી હિંદી હિંદી, છે હિંદ અમારો દેશ"

શરદ—(એકદમ ઉશ્કેરાઇ જઇને) શરમ છે તમને. આ શું કરી રહ્યા છો ?

૧ લો બાળક—અહો ! કોણ શરદ ! કેમ ભઇ શું છે-તને શું થાય છે ?

૨ જો બાળક—ચાલો એને આપણી સાથે રમવા તેડી જઇએ.

૩ જો બાળક—ચાલ શરદ ! અહીં એકલો બેસીને શું કરે છે ?

શરદ—ના, ભાઈ ના. મ્હને એકલો પડી રહેવા દે.

૨ જો બાળક—કેમ છે શું ?

શરદ—તમે બધા ઉજાણી કરવા આવ્યા છો ?

બાળક—હા, કેમ ?

૧ બાળક—શરત ! કોઇજ જાતના આનંદ ન ભોગવવા, સદાકાળ કામ કામ કર્યા કરવું, એમાંજ દેશભક્તિની સમાપ્તિ થાય છે એમ તું સમજે છે ?

શરત—એમ નહી, પણ એટલું તો ખરૂં જ કે—

બધા પુત્રો જ્યારે જનમ ભૂમિના સેવક થશે,
અને સેવા ધર્મે સકળ સુખ કીર્તિ વિસરશે,
તજી સૌ આનંદો જનનીહિતનાં કાર્ય કરશે,
ત્યારે આ હિંદે પરિપૂરણ સુખાનંદ થશે.

૧ બાળક—તેની કોણ ના કહે છે ? એવો ક્યો બાળક હશે કે જે માતાની સેવા કરવાની ના પાડે ? પણ શરત ! ગમે એવા આફતના પ્રસંગે પણ માણસે બહુ શોક ન કરવો જોઇએ. આફતની સામે થવું, તે ટાળવાના બની શકે એટલા ઉપાય કરવા, ને સદા હિંમતી રહેવું કે જેથી શત્રુ સાથે યુદ્ધ કરવા માટે આપણું બળ ટકી રહે. હમેશાં શોકજ કર્યા કરવો ને કંઇ કામ પણ ન કરવું એના કરતાં તો આનંદ કરવો એ વધારે સારૂં.

૧ બાળા—ખરૂં છે હોં ભાઇ ! અમારા મહિલાશ્રમના બાઇઓનો તો એ જ ઉપદેશ છે કે થાય એટલું કામ કરો ને ફુરસદના વખતે ખુબ આનંદ કરો.

૨ જી બાળા—ચાલો ભાઈ, હવે શોક છોડી દો ને અમારી સાથે રમવા આવો. જુઓ કેવી મઝાની રાત છે

સુંદર શરદ પૂનમની રાત,
મનહર ઓપતી હો રાજ !

૩ જી બાળા—મને તો એમ થાય છે કે ખુબ ગાઇએ ને ખુબ ફરીએ ને બધા ખુબ ગમ્મત કરીએ—ચાલો ને ભાઇ !

૧ બાળા—શરતભાઇ, ચાલો પ્રથમ આપણે ભારત માતાની સ્તુતી કરીશું ને પછી ઉજાણી કરીશું ને પછી દેશની સ્વદેશ ભક્તિની ખુબ ખુબ વાતો કરીશું.

૩ જી બાળા—ને પછી ખુબ રમીશું ને પાછા ગાઇશું. અમારા ગરબા તો સાંભળજો

"જનની સેવનનો બહુ મધુરો અવસર ક્યાં મળશે !"

એવું એવું બહુ ગાઇશું

શરત—ચાલો તમે બધા કહેશો એમ કરીશું.

(બધા જાય છે જતાં જતાં બાળાઓ ગાય છે)

"મ્હારી વાડીમાં મ્હેક મ્હેક મ્હેકી હો રાજ !
કોઇ કુસુમ લ્યો, કુસુમ લ્યો !"

---

જાતજાતના ફુવારા, ડાબલા, દીવીઓ, રમકડાં, વાળા વગેરે બનાવતો પણ દરેક પ્રકારનુ એક એક નંગ તૈયાર કરતો; આથી તેનો સઘળો વખત નવી નવી આકૃતિઓ અને નમુનાઓ શોધવામાં જતો અને પરીણામે ભૂખનો ભૂખ રહેતો.

"છઠ્ઠું, દેશી કારીગરોની ખરાબ આદત એવી હોય છે કે, કોઇ ચીજ ખરેખર જેવી થવી જોઇએ તેના કરતાં કેટલે દરજ્જે ઉતરતી ચીજ ઘરાક પસંદ કરી લે છે, તે તરફ તેઓ વધુ ધ્યાન આપે છે દાખલા તરીકે તમે પાટલુન શીવડાવવા જશો તો કેવા કટનુ પાટલુન તમે પહેર્યું છે તેનો કયાસ દરજી કરી લેશે કે 'આઇ આવુ પહેરવાવાળા છે!' પછી તેનાથી જરાક સારૂ સીવીને તમને રાજીના રેડ કરી દેશે. ખરેખર એવુ કરવુ જોઇએ, કે બનતા સુધી પાટલુનનુ માપ દેતી વેળા ધોતીયુ પહેરવુ અને કોટનું માપ આપતી વેળા અંગરખુ પહેરવુ. ખમીસ શિવડાવવાં પહેરણ પહેરવુ અને બૂટનુ પરમાણું આપવા ચંપલ પહેરીને કે ઉઘાડે પગે જવુ

"ચોતરફથી પોકાર થાય છે કે 'ભાઇઓ! દેશી માલને ઉત્તેજન આપો! ઉત્તેજન આપો!' પણ કોઇ એમ કહેતુ નથી કે 'ભાઇઓ! દેશી કારીગરોને સુધારો! સુધારો!' જો દેશી લોકો માલ સારો બનાવશે તો પ્રજાને દેશી માલ ખરીદવાની ભલામણ કરવી પડશે નહિ. વિલાયતી માલ વિલાયતી હોવાથી નહિ, પણ સારો સસ્તો અને બંધ બેસતો હોવાથી ખરીદાય છે બાકી નહિ તો ઘણીક વસ્તુઓ એવી હોય છે કે સ્હેજ કાળજી અને સાફ દાનતથી વિલાયતીને ટક્કર મારે એવી બની શકે છે, માટે દેશી કારીગરોને સુધારવા એ આબાદીનું પહેલું પગથીઉં છે"



# બાલકોને શિખામણ

(લેખક—અ સૌ. રમણબા ગોવિંદભાઈ દેસાઈ)

પ્રીય બાળકો, આવો આજે તમને શીખામણની એકાદ વાત કહુ, તે તમે ખુબ ધ્યાન દઈને યાદ રાખશો એવી આશા રાખું છુ. હમેશાં સવારમા વહેલા ઉઠીને દાતણ પાણી કરીને નાહી ધોઇને પોતાનો અભ્યાસ કરવો. વહેલા ઉઠવાથી આખો દીવસ મન આનંદમાં રહે છે જલદી નહાવા ધોવાથી આખો દીવસ ખુશ રહેવાય છે અને શરીર તથા મન ચોખ્ખાં રહે છે.

બાળકો, કદી પણ જુઠું બોલવું નહિ જુઠું બોલવું તે મહા પાપ છે પાપી અને નીચ માણસનુ તે મોટું અપલક્ષણ છે નાની બાબતોમાં તેમજ હસતાં હસતાં મશ્કરીમાં પણ જુઠુ બોલવુ નહી જુઠુ બોલવાથી ઇશ્વરનો અન્યાય થાય છે અને ખોટી ટેવ પડે છે, તેનુ પરિણામ તો ટેવો બીજી બીજી પડવા માંડે નાની અને નજીવી બાબતમાં ગમે તેવું ખરાબ મોટપણમાં તમને અચાનક ખામક થઇ પડશે ગમે તેવું ખરાબ કામ થયુ હોય અગર કંઇ પણ નુકશાન થયુ હોય તો પણ સાચે સાચુ કહેવુ, સાચુ બોલવાથી નુકશાન થતુ હોય અથવા શિક્ષા થતી હોય તો પણ તે સહન કરીને હિમત રાખી સાચુ બોલવુ તેમ કરવાથી ઇશ્વર રાજી રહે, માબાપ, સગા વહાલાં તથા પાડ પાડોશી પણ રાજી રહે અને વહાલ રાખી આપણને બોલાવે સર્વ કોઇ આપણને ચહાય તેવી રીતે વર્તવુ જોઇએ જુઠુ બોલી આપણે પ્રભુને તથા માબાપને છેતરીને રાજી થઇએ છીએ પણ ખરૂ જોતા તે છેતરાતાં નથી પણ આપણેજ છેતરાઇએ છીએ ઘણાં છોકરાંને જુઠું બોલવાની ટેવ હોય છે જરા જરા બાબતમા પણ જુઠુ બોલી સર્વને છેતરે છે કોઇને મારે, કોઇને ગાળ દે તથા કોઇ સાથે લડાલડી કરે છતાં સાચાઇનો ડોળ કરી ગમે તેમ

જુઠું બોલી ઉતરે છે. પણ તેની શીક્ષા કોઇ વખત એટલી સખ્ત થાય છે કે બધી જીંદગી સુધી યાદ રહ્યા કરે. માટે કદી પણ જુઠું બોલવાનો યત્ન સુદ્ધાં કરવો નહિ

બાળકો, જુઠું બોલવાની ટેવમાંથી ચોરી કરવાની ટેવ પડી જાય છે. આ ટેવ ઘણીજ ખરાબ છે નાની નાની પેન, સીસપેનની ચોરીમાંથી મોટી ચોરીઓ કરવાની ટેવ પડે છે અને તેમાંથી ભયંકર પરિણામ આવે છે કોઇ દીવસ કોઇની પણ પડેલી ચીજ લેવી નહિ. કદી કોઇ જગાએથી જડી હોય તો તે આજુબાજુના સર્વને બતાવવી અને જેની હોય તેને આપવી. કોઇ માલીક ન મળી આવે તો કોઇ વડીલને સોંપવી જે તેનો યોગ્ય બંદોબસ્ત કરશે. તમને યાદ તો હશે કે એક છોકરો નાનપણથી નાની નાની ચોરી કરતાં શીખ્યો હતો તેના મનમાં તે એમ ધારતો કે આટલી ચીજ લીધી તેમાં શું ! તેમાં કોણ જાણવાનું છે ? પરંતુ જેમ જેમ ઉમ્મર વધી તેમ તેમ તેની ટેવ પણ વધી અને આગળ જતાં મોટી ચોરીઓ કરવા માંડી અને છેવટે શીક્ષા થઈ અને જેલમાં જ[illegible] જેથી, કરવી નહિ પાપનો ઘડો ભરાય ત્યારે ફુટયા વગર રહે નહિ, પછી તે પઇસાદાર કે ગરીબ હોય પ્રભુને ત્યાં બધાં સરખાંજ છે ત્યાં કોઇ જાતનો ભેદ છેજ નહિ. માટે હમેશા સદાચરણી થવું કોઇને નુકસાન થાય તેવુ વર્તન રાખવું નહિ સર્વ સાથે માયાથી રહેવુ વિવેક, વિનય શીખવો. નાનપણથી સારી ટેવો પાડશો તો પડશે મોટા થયા પછી સુધરવુ મુશ્કેલ પડશે. તમે હમેશાં બાળક રહેવાના નથી પણ મોટા થવાના છો અને દુનિઆના બીજા મોટા માણસો માંના એક પણ થાઓ. માટે નાનપણથી તમારા આચાર વિચાર સુધારતા શીખો. બાળક તથા બાળકીને સંસારનાં પીતા માતાની ઉપમા આપવામાં આવે છે, માટે યોગ્ય માતા પીતા થવા નાનપણથીજ યોગ્ય વર્તન રાખતાં શીખો, જેથી તમારૂં ભવિષ્ય ઉજ્વલ અને કીર્તિવંત બને.

બાલ વાર્તાઓ




[ લખનાર:—રમણલાલ નાનાલાલ શાહ ]

### (૧) મીઠાઇવાળો અને બે છોકરાઓ

એક વખતે બે છોકરા એક મીઠાઇવાળાની દુકાને ગયા મીઠાઇવાળાની નજર બીજી બાજુ હતી એ તકનો લાભ લઇને એક છોકરાએ ચાલાકીથી મોઠાક પેંડા ઉઠાવ્યા અને ચુપચાપ પોતાના દોસ્તદારને આપી દીધા તેણે સફાઇથી પોતાના ખીસામા પેંડા સેરવી દીધા મીઠાઇવાળાએ જ્યારે પોતાની નજર પેંડા તરફ ફેરવી ત્યારે તેને મોઠાક પેંડા ઓછા લાગ્યા અને શક આવવાથી પેલા બન્ને છોકરાઓને પકડ્યા. જેણે પેંડા પહેલા ઉઠાવ્યા હતા તે છોકરો બોલ્યો, "ભગવાનના સોગન ખાઇને કહુ છુ કે તારા પેંડા મારી પાસે નથી" બીજો છોકરો જેના ખીસામા પેંડા હતા, તે બોલ્યો -" અને હુ પણ સોગનપર જણાવુ છુ કે તમારા પેંડા મે ચોર્યા નથી"

મીઠાઇવાળો મુઝવાઇને બોલ્યો "તમારા બેમાથી ચોર કોણ છે તે જો કે હુ કહી નથી શકતો, છતાં પણ મારી ખાત્રી છે કે તમારા બેમાથી એક જણ ચોર જરૂર છે અને તમે બન્ને પાકા બદમાશ છો. અહીંથી તમારૂ કાળુ કરો"

સાર—છળબળથી ક્ષણિક રીતે કદાચ માણસ જગતમા પોતાનો બચાવ કરી શકે, પરંતુ તેથી તેની હરામખોરી બીજાઓ જાણતાજ નથી એવુ બદમાસ માણસો ધારતા હોય તો તે તેમની ભુલ છે.

## લોંકડી અને કુકડો

એક ખેડુતે પોતાના ખેતરમા એક છટકુ લોંકડીને માટે રાખેલું હતુ એક દિવસ એક લોકડી બાઈ ભુલથી તે છટકામા સપડાઇ ગયા. તરતજ ખેડુતના મરઘડાંઓએ બૂમાબૂમ કરી મૂકી. લોકડીએ છટકવાને બહુ ફાંફા માર્યા પણ તે ન છટકી શકી એટલે તેણે એક નવો ઉપાય શોધી કાઢયો. તેણે કુકડાને મીઠે અવાજે કહ્યુ, ''કુકડાભાઈ! આ બાજુથી હુ જતી હતી એટલામા મે તમારો અવાજ સાભળ્યો અને તમારી ખબર અ તર પૂછવા હુ અહીં આવી ત્યા આ છટકામા સપડાઇ ગઈ જરાક એકાદ લાકડી લઇ આવો તો આ ફાંચરમાં રાખી દઇને હુ છુટી જઈ શકુ ''

આ સાભળીને કુકડો તરત જ ત્યાથી પોતાના માલિક પાસે દોડી ગયો અને તેને બધી વાત કહી સ ભળાવી પ્રભાતના તપસ્વીની તમામ વાત સાભળતા જ ખેડુત લાગલો એક બજર'ગ લકુ લઇને ઉઠયો અને લોકડીની એવી તો ખબર લઈ નાખી કે લોકડીનો પ્રાણ તરત ચાલ્યો ગયો

સાર —આપણા દુશ્મનના ગમે તેવા મીઠા બોલ ઝેર સમાન જ આપણે જાણવા જોઇએ અને મીઠા શબ્દોથી છેતરાઇ ન જવુ જોઇએ

## સાહસી કુતરો

એક વખતે એક કુતરો એક રસ્તે થઇને જતો હતો એટલામા ગામના બીજા કુતરાઓએ તેને જોયો અને તે તમામ તેની પાછળ પડયા આખરે કુતરાએ વિચાર કર્યો કે નાસવાની હવે મારામા શક્તિ નથી અને નાસું નહિ તો પ્રાણ બચવાનો પણ સ ભવ નથી માટે જ્યારે હવે મોત નક્કિ છે ત્યારે લાવ બરાબર આ કુતરાઓની ખબર લઇ નાખુ

એમ વિચારી " ઘુઉઉઉઉઉઉઉઉ !!! " કરીને તેણે પૂછડી ઉચી કરી દાત દેખાડી હુમલો કરતી હવે જ્યા ઘુરકવુ શરૂ કર્યું યુદ્ધના ચિન્હો દેખાડયા કે તરત જ તેનો પીછો કરનાર કુતરા પાછલા પગમા પૂછડી ઘાલી ત્યાથી પલાયન થઇ ગયા અને પેલો હિમ્મતવાન કુતરો પોતાને રસ્તે ચાલતો થયો -

સારઃ—ગમે તેવા કટોકટીના સમયમા પણ હિમ્મત ન હારવી. યાદ રાખવુ કે 'હિમ્મતે મર્દા તો મદદે ખુદા."

# દેડકાઓનો રાજા.

એક તળાવમા હજારો દેડકા રહેતા હતા. એક વખત તે સર્વેએ ભેગા મળીને એવો વિચાર કર્યો કે આપણા માટે એક રાજા હોય તો ઠીક ઇશ્વરની પ્રાર્થના કરવાથી ઇશ્વરે પ્રસન્ન થઇ એક લાકડાનો ટુકડો આકાશમાથી પેલા તળાવમા નાખ્યો, અને કહ્યુ કે લો આ તમારો રાજા.

પહેલા તો દેડકા ગભરાયા પણ પછી તો તેઓ રાજાજીની આજુબાજુ કુદાકુદ કરવા લાગ્યા. રાજાજી તો કાઈજ બોલે નહિ અને દેડકા મન ફાવે એમ મોજ કરે

પણ તેઓ અસતોષી હતા. તેમને આ નિર્દોષ રાજાથી સતોષ ન થયો આથી તેમણે તમામે એકઠા મળી ફરીથી ભગવાનની પ્રાર્થના કરીને બીજો જોરાવર રાજા માગ્યો ઇશ્વર ચીડાઈ ગયા અને તેમણે એક મોટો બગલો તે તળાવમા મોકલ્યો આવડા મોટા રાજાજીને જોઇને પહેલા તો દેડકાઓ બહુજ ખુશ થયાં પણ બગલાજીએ રોજ ઝપાઝપ દેડકાંને આરોગવા માડ્યા. થોડાક વખતમા તો સેંકડો દેડકા પુરા થઈ ગયા. આ જોઇને તેમણે ભગવાનને ફરીથી પ્રાર્થના કરી કે મહારાજ! અમારો આ રાજા તો બહુ ભુડો છે! અમારે તે નથી જોઇતો, માટે તમે તે પાછો લઇ લો.

તરતજ આકાશવાણી થઈ કે જેવી તમારી ઇચ્છા હતી તેવો રાજા તમને મળ્યો છે હવે તમારી પ્રાર્થના ફોકટ છે અસતોષીને કર્મે સદા દુખજ છે

છેવટે પોતાની જ મૂર્ખાઇને લીધે બધા દેડકાઓએ પોતાનો જીવ આમ ગુમાવ્યો

સાર:—"પ્રભુને ગમે તે સમે, સૌ સહેવુ,"
"સદા સદા રાજી હૃદેમા રહેવુ"—ક. દ. ડા,

## સીંહનું ચામડું ઓઢનાર ગધેડો

એક ગધેડાને એક વખતે સીંહનું ચામડું કોઈક જગ્યાએથી મળ્યુ અને તે પહેરી લઈને તે બહાર ફરવા નીકળ્યો. સીંહના ચામડાને જોઈને બધા જનાવરો ડરીને ત્યાંથી ભાગી જવા લાગ્યા. એટલામા તે ગધેડાનો ધણી ઓચીંતો તે જંગલમા આવી ચઢયો અને પહેલા તો તે પણ સીંહના વેશમા ગધેડાને જોઈને ડરી ગયો, પણ જ્યારે તેણે જાણ્યુ કે આ સીંહ(!)ને તો બે લાંબા લાંબા કાન છે, ત્યારે તે ઝટ સમજી ગયો કે આ તો આપણા ગધાજી જ છે! તેણે પોતાના હાથમાના ધોકાવડે બિચારા ગધેડાની સારી રીતે પૂજા કરી નાખી ગધેડાએ સીંહનુ ચામડુ કાઢી નાખ્યુ અને તેનો ધણી તેને દોરીને ઘેર લઈ ગયો

સાર —મૂર્ખ માણસ વિદ્વાન બનવાનો ગમે તેટલો દેખાવ કરે, પણ છેવટે તેની હાસી જ થાય છે

## સીંહ અને હાથી

જંગલમા વસનાર એક વનરાજ એક દિવસ મનમા વિચાર કરવા લાગ્યો કે મારા જેવો બળવાન વનનો રાજા એક સાધારણ મરઘાના અવાજથી બીહે એ ખરેખર શરમભરેલી વાત છે આ વિચારોને લીધે તે બહુ દુખી હતો એટલામા તેણે એક મદોન્મત્ત હાથીને પણ દુખમા બેઠેલો જોયો સીંહે તેને પૂછ્યુ, "મહારાજ હસ્તિસેન! આપને શું દુખ છે કે આમ ચિંતાતુર દેખાઓ છો?" હાથી દિલગીર ચહેરે બોલ્યો.—"ભાઈ! ભલભલાને હુ જેર કરી શકુ એવો બળવાન છુ પરતું આ નાનકડા મગતરાંથી આગળ હુ તદ્દન લાચાર થઈ જાઉં છું મારા કાનમાં તેઓ પેસી જઈ મને મરણને શરણ કરી દેવાને શક્તિવાન છે"

હાથીનાં આ વચનો સાંભળીને સીંહ સમજી ગયો કે દરેક બળવાન પ્રાણીને પણ કાંઈ ને કાંઈ સંકટ તો હોય છે જ

મતલબ—આ અસાર સંસારમાં સદાકાળ કોઇ સંપૂર્ણ સુખી હોતુંજ નથી. એક યા બીજા પ્રકારના દુઃખો તેને લાગેલાંજ હોય છે

## —ઢોંગી કાગડો—

એક કાગડાને પોતાની જાત અને ન્યાત તરફ બહુજ તીરસ્કાર હતો તેને હમેશા મોર જેવી સારી જાતના પક્ષી તરિકે ગણાવાની ઇચ્છા રહેતી હતી આ કારણને લીધે એક દિવસ તેણે થોડાક મોરનાં પીછા પોતાના શરિરપર પહેર્યાં અને મોરના ટોળામા જઇ ચડયો પણ શ્રીમાનનુ શ્યામ સ્વરૂપ જોઇને જ બધા મોરોએ ભેગા મળી પોતાની ચાંચોવતી તેને ઠરડી ખાધો તથા અધમુઓ કરી નાખ્યો છેવટે ઘણોજ માર ખાઇ નિરાશ બની દુઃખી ચિત્તે તે પોતાના જાતભાઇઓ ભેળો પાછો ગયો. પરંતુ તેના જાત ભાઇઓ તેના મગજની ખુમારીની આ વાત જાણતા હોવાથી બોલ્યા—"રે દુષ્ટ ! ઇશ્વરે તને જે જાતિમાં જન્મ આપ્યો એ જાત તરફ ધિક્કાર બતાવી તે ઢોંગી બનવાનો લોભ ન રાખ્યો હોત તો આજે તારી આવી દશા ન થાત"

સાર—ઇશ્વરે જે સ્થિતિમા આપણને પેદા કર્યાં હોય તેમા સંતોષ ન માનતા બીજાની નકલ કરવા શીખવામા નુકશાન જ થવાનુ.

## ગરૂડ પક્ષી અને તીર

એક ગરૂડ પક્ષી એક વખત એક ઝાડની ડાળીએ બેઠું હતું ત્યા અચાનક એક પારધીના બાણથી તે તરફડીને જમીનપર તુટી પડયું પણ જ્યારે તેણે તે તીરને છેડે ગરૂડનાજ પીછાં ભગાડેલા જોયા ત્યારે તેના સંતાપનો પાર રહ્યો નહિ. નિશ્વાસ નાખીને તે બોલ્યો—"હાય ! ગરૂડના પીછાવાળા તીરથીજ મારૂ મોત થાય છે એ કેટલી કમનશીબીની વાત છે !"

મતલબ—જ્યારે આપણને આપણા કોઇ સંબંધી તરફથીજ દુખ કે નુકશાન થાય છે ત્યારે આપણા સંતાપની સીમા નથી રહેતી.




(લખનાર—બ્હેન વિશાખા મનુભાઈ નરસીદાસ મહેતા. ધ ૫ ૧૨)

## (૧) પહેલો નંબર !

એક માણસે પોતાના દીકરા છોકરાને પુછ્યું. બચ્ચા મોતી, તું ૧લો નંબર શેમાં રાખે છે ?

મોતી—બાપા, રમવાનો, મસ્તી કરવાનો ને પડી રહેવામાં મારો હમેશાં ૧લો નંબર આવે છે

## (૨) શેઠ મરી ગયા !

એક શેઠ પોતાના મીત્રને મળવા આવ્યા પણ ત્યાં કોઈને દીઠા નહીં તેના ગુમાસ્તાને—બચ્ચા મગન ! શેઠ ક્યાં ગયા

મગન—સાહેબ, શેઠ તો મરી ગયા

આ સાંભળી પેલા શેઠીઆએ તો પોકેપોક મુકીને રડવા માંડ્યું આ સાંભળી મગને પુછ્યું—શેઠ, કેમ રડો છો ?

શેઠ - કેમ શેઠ ગુજરી ગયા ને ?

મગન—ના, એ તો મરી આમ હવા ખાવા ગયા છે

## (૩) હું કેમ ન હસી !

એક દિવસે એક છોકરી પોતાની મા સાથે દર્શન કરવા જતી હતી. ચાલતાં ચાલતાં છોકરીએ પોતાની માને કહ્યું કે મા, મંદ કાલે સાંજે આ જગા પર એક છોકરી પડી ગઈ હતી તે જોઈ બધી છોકરી ખુબ હસી પણ હું તો ના હસી

મા—બેટા તું કેમ ના હસી ?

છોકરી—મા, એ તો હું જ પડી ગઈ હતી !





હીંદનો વાઇસરાય લૉર્ડ રીડીંગ

Courtesy—Prajamitra

## ભારતના ચાર મહાપુરૂષો



સ્વામી શ્રદ્ધાનંદજી



ભારત ભૂષણ માલવીયજી



'બોમ્બે ક્રોનિકલ'ના
આદ્યતંત્રી–બી. જી. હૉર્નીમાન



સરકારનું ફરમાન પાછું કરી આપનાર
પંડિત નેહરૂજી

# સબક્તગીન ગિઝની

[ લેખક—શ્રી. સ. નિરૂપાય ય આચાર્યથી ]

બાદશાહ—સબક્તગીન ! મારો ઘોડો લાવ, આજે આપણે શિકાર કરવા જવું છે

સબક્તગીન—જેવો બાદશાહનો હુકમ. ઘોડો તૈયાર છે

બાદશાહ—ચાલો જંગલમાં કોઈ જંગલી જાનવરોનો શીકાર કરીએ

શિકારીઓ—જહાંપનાહ ! ખૈબરની ખીણો પાસેના જંગલમા સિંહોની બહુ રાડ છે

સબક્તગીન—બરાબર છે એ સિંહોનો નાશ કરવાથી આપણને સારો શિકાર મળશે, અને વેપારીઓને હિંદમા સોદો કરવા સારૂ જવાનો માર્ગ નિર્ભય થશે

બાદશાહ—વ્યાજબી કહે છે સબક્ત ! ચાલો એજ જંગલમા પડાવ નાખીએ.

પૂરપાટ ઘોડા દોડાવીને ખૈબરના જંગલમા શિકારીઓ આવી પહોંચ્યા.

સબક્ત—નામવર ગિઝનીશાહ ! આ વિશાળ ઝાડ નીચે સવટીમા અમે તપાસ રાખતા બેસીએ, અને આપ નામદાર ઝાડ ઉપર બાંધેલા માચડા ઉપર બિરાજો શિકાર નજરે પડતાજ આપ નામદારને ખબર કરશું

બાદશાહ ઝાડ ઉપર ચડી માચડામા બેસે છે અને જરા આરામ લે છે, એટલામા દૂરથી સિંહની ગર્જના સંભળાય છે.

સબક્તગીન—બાદશાહ ! સલામત ! સુણો, - સિંહની ત્રાડ પડે છે તે

બાદશાહ—સબક્ત ! સાવધાન થાઓ, ત્રાડ સાથે છલંગો મારતો આ તરફ આવતો સિંહ દૂરથી દેખાય છે

સબક્તગીન—મારી બંદુક અને તલ્વાર તૈયારજ છે. આવવા દ્યો એ શેરને, આ બંદુકનો ઘા એણે હજી જાણ્યો નથી.

શિકારીઓ—અમારા ભાલા પણ સજ્જ છે. આવવા દ્યો એ કૂતરાને.

બાદશાહ—(સિંહને નજીક આવતો જોઇ) ખાસદાર, સબક્ત ! તૈયાર, હું મારી નેમ છોડું છુ

સબક્તગીન—છોડો નામદાર, મે પણ આ છોડી.

બાદશાહ—સાબાશ ! સબક્ત, સાબાશ ! તારી નેમ તો બરાબર કપાળથી વીંધીને શેરને ચત્તોપાટ લોથ પર નાખ્યો અને મારી ગોળી તો તે પડયા પછી પેટમા વાગી.

સબક્તગીન—જહાપનાહ ! આપના જોરે આ બંદો જોરવાન છે, અને બાદશાહની મીઠી નજર એજ સબક્તની તાકાદ છે

બાદશાહ—વારૂ, શિકારીઓ ! જગલમા તલ્લાસ કરો, બીજા છુપાઇ રહેલા હજી કેટલા સિંહો છે ? તે બધાનો ડેરો લઇ કાલે બધાને બહાર ! એટલે આજેજ આ જગલ ચોખ્ખુ અને નિર્ભય કરીએ

શિકારીઓ—જેવો બાદશાહનો હુકમ–એમ કહી પોતાના ભાલાં લઈ શિકારીઓ સિંહો ખોળવા ઉપડયા.

તેઓ જગલમા ચોમેર ઘણો વખત ભમ્યા, પણ એકે સિંહ નજરે નહિ પડવાથી આખરે પાછા આવ્યા

બાદશાહ—કેમ સિંહનો કાંઈ પત્તો ?

શિકારીઓ—જહાપનાહ ! એક પણ સિંહ ક્યાઈ માલૂમ પડતો નથી કોણ જાણે આ જગલ છોડીને કયા નાસી ગયા !

સબક્તગીન—બાદશાહ સલામત, સિંહના પણ શેર મર્દની જ્યા ત્રાડ પડે ત્યા એ કૂતરાઓ શી રીતે ટકી શકે ?

બાદશાહ—વારૂ, ચાલો ત્યારે આજે પાછી કૂચ કરીએ. ફરી કોઈવાર આ જગલમા આવશુ

સબક્તગીન—શિકારીઓ ! થઈ જાઓ તૈયાર, નગર તરફ કુચ કરો.

બાદશાહ—સબક્ત ! જંગલના ઝાડોમાંથી દૂર ગીઝનીની રોશનીનો પ્રકાશ દેખાવા લાગ્યો છે હું આગળ જાઉં છું, અને તું એમદ સુંદર હરણુ જડે તો જીવતુજ પકડતો આવજે

સબક્તગીન—જેવો હુકમ, આપ સુખેથી પધારો

બાદશાહ, બે ચાર શિકારીઓને લઈને આગળ ચાલ્યો જાય છે. અને સબક્તગીનની નજરે થોડી જ વારમા એક હરણનુ બચ્ચુ પડે છે

સબક્તગીન—(હરણનું બચ્ચુ જોઈ) યા અલ્લાહ ! કીસ્મતવાનની તો બલિહારી બાદશાહના નસીબે સુંદર હરણનુ બચ્ચુ છે ? એમ કહીને પકડી પોતાના ઘોડા ઉપર લઈ ખોળામા રાખે છે

શિકારી—જમાદાર સબક્તગીન ! જુઓ, જરા પાછળ તો જુઓ ! એ બચ્ચાની મા હરણી દોડી આવે છે !

સબક્તગીન—(પાછળ મોં ફેરવીને) અરે બિચારી હરણી ! પોતાના બચ્ચા માટે કેવી ટળવળે છે ! મારે તો આ બચ્ચુ નથી પકડવુ લે હરણી ! તારા વ્હાલા બચ્ચાને છોડી દઉં છુ તું તેને વ્હાલ કરી કરીને ચાટ શિકારીઓ ! જુઓ માતાનુ હેત ! મુગા પ્રાણીમા પણ આદમના જેટલું જ હેત અલ્લાએ મૂકયું છે

શિકારીઓ—જમાદાર ! તમારી આ દયાથી ખુદાની પણ રહેમ તમારા ઉપર ઉતરશે.

તેજ રાત્રે સબક્તગીનને અલ્લાહના દર્શન થયા

દેવતાઈ ફિરસ્તો—સબક્ત ! તારી બહાદૂરીથી અને નેકીથી બાદશાહ તારી ઉપર પ્રસન્ન છે અને હરણી તરફ બતાવેલી તારી દયાથી અલ્લાહ ખુબ પ્રસન્ન થયા છે તને ખબર કરવાને મને ફરમાવ્યુ છે કે તારી દયાની નોંધ ખુદાના દરબારમા લેવાઈ છે, અને તેના બદલામા તને ગીઝનીની ગાદી આપવાનુ મુકરર થયુ છે

સબક્તગીન—અરે, ખુદાના બંદા ! દેવના ફિરસ્તા ! બીજાની શાહ સલામત ઘણું જીવો-એમ હું ચાહું છુ એમનું રાજ્ય એમને સલામત હો. હું તો એમનો દાસ છું તેમની પાસેથી હું રાજ્ય છીનવી લેવા સ્વપ્ને પણ કબુલ નથી

ફિરસ્તો—સબક્ત ! બાદશાહની હેયાતી સુધી તો એ જ સુખે રાજ્ય કરશે પરંતુ તારી જવામર્દી અને નેકી જોઇને તેમણે મનમાં એવો જ સંકલ્પ કર્યો છે કે તેમની એકની એક હુરી જેવી શાહજાદીની તારી જોડે શાદી કરવી. અને બાદશાહ આ ફાની દુનિયા છોડીને જવા પછી તું જ તેમનો જમાઇ અને ગાદીનો વારસ થવાનું નિર્માણ છે, અને અલ્લાહની એવી મરજી છે

સબક્તગીન—ખુદાની-પરવરદિગારની મહેરબાની !

ફિરસ્તો—વળી તને અલ્લાહનું ફરમાન છે કે-તું એ રીતે મોટો થઇને તારા દિલના મોટા ગુણો ગુમાવતો નહિ. જે દયા તે મુંગા પ્રાણી ઉપર બતાવી છે તે કરતાં પણ વધારે દયા તું મનુષ્ય જાતિ કે આદમ ભાઇઓ ઉપર રાખજે.

સબક્તગીન—અલ્લાહની મરજી બર આવો આમીન !

---

## ન્હાની વસ્તુઓ.

—હરિગીત—

ન્હાની ક્ષણો ભેગી મળે કલાક સ્હેજે થઇ જતો,
ન્હાના વિચારો સુજતાં સુધાર ઝટ થતા દીસે,
ને બીજ વેરે ન્હાનુડાં ફલ ને મઝાનાં વૃક્ષ ઉગે,
પાણી તણા ટીપે ટીપે ભરાય સરોવરે થઇ રહે.
શ્રદ્ધા અને પ્રીતિ ધરી, એ ભાવુકા ભગવાનનાં
કાર્યો ભલાં કરતાં કરીશુ પૃથ્વી સ્વર્ગ સમોવડી,
ને ન્હાનુડાં ભાષો ઘણી આપ્યાં સભા નીર આખરે,
જે સુખ સર્વ જતાં કરી નિજ ટુકડાઓ માટે થોડ

વોરા] [વિવિત્સુ.

---

* અંગ્રેજી ઉપરથી સુધારા વધારા સાથે




## બાલજીવન પરનો કીકાનો પ્રેમ !

રાજનગરની રતનપોળમાં, કીકો રહેતો આનંદે !
ભણ્યા પછી રમવાને જાતે, આવે બાલજીવન ફંદે !
દર માસે નિયમીત એ આવે, ચિત્ર રૂડાં વળી લાવે છે !
વાર્તા-કવિતા કીકો નિત્યે, ભણીને જ ભણાવે છે !
આવી ઓટલે આજ ઉભો એ, બાલજીવનની રાહ જુએ !
ટપાલી આમ હજુએ ના આવ્યો, મૂર્ખ વખતને કેમ ખુએ ?
ક્યારે આવશે બાલજીવન મુજ, કેટલીક વારે એ ક્યારે ?
તહ ધાપડ કીકો ભણવા ત્યાં, પોસ્ટમેન તો પોકારે !
ટપાલમાં માસિક માસિક, જોવા કીકે ફુટાવ્યું છે !
કેડી વાચવા બેસે ત્યાં તો, ભણવીનું પત્ર આવ્યું છે !
"મને-મને-ભાઈ કેમ ન આપો, બાલજીવન મુજને વ્હાલું !
તમે રોજ લો આજ મને નહિ ? રડી પડી બોલી મધુ"
કીકો અધિરો વાંચી જોવા દેવાનું મન ના આવ્યું !
ભણી રહે, મા ઉભો પાસે, આ દરકાર ક્યાંથી પામ્યું ?
કીકો ભણી હાન્ના કરવામાં, બોલો બોલી વઢી પડ્યા !
બે આંખોથી [બાલજીવનની, કરી-સખીને રહી પડ્યા !
"ભણી વાસ હું-ના ભાઇ હું લે," ઝટ બીજાને આપે છે !
પછી સખી સાથે બેસીને, બાલજીવન બેઉ વાંચે છે !
"બેન માફ કરો ! ભાઇ ભુલી હું," માફ પરસ્પર માગે છે !
'સદ્બુદ્ધિ બાલક સ્વાર્થ ત્યજ્યો, ભાઇ ચારે લાગે છે !
નવિન વર્ષના અંક રૂપાળો ! મોટો સુન્દર આવ્યો છે !
હસી કહે કીકો ભણવીને, ખરેખર મુજને ભાવ્યો છે !!'

પાલ્હા ]

—પાદરાકર.

કહી શકું છું કે તેમણે મારા સવાલ તેમજ તેના જવાબ બરાબર આપેલા હતા.

એ ઉપરાંત તેમણે બીજી રીતે પણ પોતાની શક્તિની સાબીતી આપી. એ વખતે મારી પાસે My Magazine નામના અંગ્રેજી માસી-કનો એક અંક હતો. મી૦ બીરે મને એક કોરા કાગળ ઉપર એ ચોપાની-આમાંથી મારી મરજી પડે તે પાનામાંથી ગમે તે થોડીક લીટીઓ લખવા કહ્યું અને તે મુજબ બરાબર કાળજી રાખીને મેં અંદરના એક પાનામાંથી થોડીક લીટીઓ લખી. ફરીથી બીજા કોઇ પાનામાંથી અને તેજ કાગળ પર બીજી થોડી લીટી લખવા કહ્યું અને મ્હેં તેમ કર્યું. પછી તે કાગળ એક પાકીટમાં મેં બંધ કર્યો અને મારા ખીસ્સામાં મુક્યો. માત્ર માસીક તથા એ પાકીટ મારા ખીસ્સામાં રાખીને તેમણે મને બે મીનીટ પોતાની બાજુના ખંડમાં બેસાડયો. માત્ર બે જ મીનીટ પછી મી. બીરે મને પાછો બોલાવ્યો અને પોતે લખેલું એક કાગળીયું મારા હાથમાં આપ્યું મેં મારા ખીસ્સામાંના પાકિટમાંના કાગળ સાથે તે લખાણ સરખાવી જોયું તો આ બાબતને તે બરાબર મળતું હતું !!

આ વિદ્યાને યોગવિદ્યા કહો કે ગમે તે કહો પણ એક વાત તો નક્કી છે કે મુલાકાત લેનારના મન પર મી૦ બીર પોતાની ભેદી શક્તિની સચોટ છાપ પાડયા સિવાય રહેતા નથી. તેઓ કહે છે કે જે મહાત્મા પાસેથી તેમણે આ વિદ્યા મેળવેલી છે એજ મહાત્માના પ્રતાપથી આપણા દેશના જંગલોની કેટલીક જડી બુટીઓ વડે તેમણે કેટલીક દવાઓ પણ તૈયાર કરેલી છે અને તે દવાથી બાળકો તથા સ્ત્રી પુરૂષોના ઘણાંક દરદો તેઓ સાજા કરી શકે છે. આ ભેદી આશ્ચર્યો સંબંધી જેને વધારે જાણવા ઇચ્છા હોય તેમણે તેમને જાતે મળવું અથવા પત્ર લખીને પૂછાવવું

---

બાલજીવન માટે અભિપ્રાયો

“ × જૂનનો અંક મને ખરેખર બહુ ગમ્યો. × × ×”

અમાના-અમેરિકા ] પરેશ મગનભાઇ હીરાભાઈ

“ × × × રાજકીય પરિસ્થિતિ પરત્વેના તમારા લેખો અમે બહુ જ ઉમંગથી વાંચીએ છીએ અને એવા ચિત્રો “My Magazine” માં આવતા ચિત્રોની યાદ આપે છે.

અમદાવાદ ] મથુરસીંગજી

ઇજીપ્ત (મીસર)ના મહાન સ્વદેશભક્ત વીર



ઝગલુલપાશા

જેમણે મહાત્મા ગાંધીજીના અસહકારની પહેલે મીસરી પ્રજામાં અસહકારના બળવળ અંગ્રેજ સત્તાધીશો સામે જોરથી ફેલાવી હતી અને જેમને તે કારણે દાલ ઝંઝીબાર ટાપુમાં તેમના પત્ની સાથે અંગ્રેજોએ નજર કેદ રાખેલા છે, ઇજીપ્તને સ્વરાજ્ય અપાઇ ગયું જણાય છે છતાં આ મહાન સ્વદેશ ભક્ત તો હજુ નજર કેદમાં છે !! કેવું સુંદર સ્વરાજ્ય !!





ડૉ. દીક્ષીત

સુરતની મ્યુનીસીપાલીટીના માજી પ્રમુખ
અસહકારના સુરતી આગેવાન નેતા

# સુરતના આગેવાન દેશભક્તો



ડૉ. ધીયા

સુરત કૉન્ગ્રેસ કમીટીના પ્રમુખ જાણીતા વક્તા

